The Gujarat Vernacular Society's Series.

**Sheth Harivallabhdas Balgovindas Prize Poem.**

# THE EVILS OF EARLY MARRIAGE.

OR

# THE STORY OF SARASVATI AND GUNAVANT

BY

GANPATRAM RAJARAM BHATTA.

First Edition.—500 Copies.

AHMEDABAD;

THE GUJARAT VERNACULAR SOCIETY'S OFFICE.



Samvat 1946.——1890 A. D.

***Price Six Annas.***

गुजरात वर्नाक्युलर सोसाइटी प्रबंधमाळा.

शेठ हरिवल्लभदास बाळगोविंददास इनामकाव्य.



# बाळलग्नथी थती हानि
## विषे
# सरस्वती गुणवंतनी कथा.

રચનાર

ગણપતરામ રાજારામ ભટ્ટ.

"પરણાવવા બાળ, ખાવી ગાળ, ને વહોરવું આળ."

પ્રથમ આવૃત્તિ.——૫૦૦ પ્રત.



અમદાવાદ,

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની ઓફિસ.



સંવત્ ૧૯૪૬.——સન ૧૮૯૦.



કિંમત છ આના.

# પ્રસ્તાવના.



સન ૧૮૮૭ ના ફેબ્રુઆરી માસના "બુદ્ધિપ્રકાશ"માં "બાળલગ્નથી થતી હાનિ" વિષે શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસના ઈનામી નિબંધ માટે કવિતારૂપ વાર્તા લખવાની જે જાહેરખબર પ્રકટ થઈ હતી, તે ઉપરથી આ **સરસ્વતી ગુણવંતની કથાની** યોજના મેં યથામતિ કીધેલી છે. એ યોજનામાં અસંભવિત વિષય ન લાવતાં બાળલગ્નથી જે જે હાનિઓ હિંદુ સંસારમાં નીપજે છે, તેનું શુદ્ધ ચિત્ર આપવાનો મેં યત્ન કીધો છે. એ વિષે આ પ્રસ્તાવનામાં મારા તરફથી વિશેષ સ્પષ્ટીકરણ ન કરતાં, આપણા ગુર્જર કવીશ્વર દલપતરામે એ ઉપર પોતાનું જે અનુમત આપ્યું છે, તેજ આ કથાની પ્રસ્તાવના રૂપછે; માટે તે આ સાથે પ્રકટ કર્યું છે, અને એથી આ ગ્રંથનો ખરો ઉદ્દેશ સ્પષ્ટ થશે એવી આશા છે.

**નડિયાદ**, તા૦ ૧–૯–૯૦ **ગ૦ રા૦ ભટ્ટ, ગ્રંથકર્તા**



# आ ग्रंथ विषे कवीश्वर दलपतरामनुं अनुमत.

---

બાળલગ્નથી થતી હાનિ વિષે "સરસ્વતી ગુણવંતની કથા"નું કવિતારૂપ પુસ્તક રા૦ ગણપતરામ રાજારામ ભટ્ટનું રચેલું મેં આદિથી અંતસુધી વંચાવી સાંભળ્યું, તેથી મને પરમ સંતોષ પ્રાપ્ત થયો છે. બાળલગ્નથી આપણા દેશમાં અનેક પ્રકારનાં જે જે દુઃખ ઉત્પન્ન થાય છે, તેનું યથાયોગ્ય વર્ણન ઘણી અસરકારક રીતે આ કથામાં કરવામાં આવ્યું છે; જે વાંચતાં પત્થર જેવું હૃદય પણ પીગળ્યા વિના રહે નહિ, એવું તે છે. બાળલગ્નથી કેવાં કજોડાં થાય છે, નામનાં કુલવાન ઘર જોવાથી બાળકીઓનો ભવ બાળે એવા વર નીવડી તેનો આખો જન્મારો કેવો દગ્ધ કરી નાખે છે; તેમજ એવા ઘરનાં સાસુ નણંદ તેને કેવાં કંટકરૂપ થઈ પડે છે; બાળલગ્નનો લહાવો લેવાની લાહે અતિ ઉમંગે આણેલી વહુ ઘરમાં સૌને કેવી પાંદડે પાણી પાય અને પતિને પરમ વેદનાનું પાત્ર થઈ પડે એવી નીવડે છે; વળી બાળવિવાહની ગાંઠે જોડાયલાં જોડાં ધાત પાતાદિકે, અને કાચી વયમાં વળગતા વ્યાધિ આદિકે વીંટાયલાં હોવાથી, તેમનું થયલું પરણેતર પાણીના પરપોટા પેઠે કેવું ક્ષણિક નીવડે છે; ઈત્યાદિનું ચિત્ર એવું તો વિવિધ રીતે આ કથામાં ચીતર્યું છે કે, તેની ખરી છાપ અંતઃકરણમાં પડ્યા વિના રહેજ નહિ.

બાળલગ્નમાં અનેક દૂષણો રહેલાં છે. મળતા વિશેક નહિ આવવાનું, એટલે દંપતીના આખા ભવના ક્લેશનું, કારણ પણ તેજ છે; જેથી કંઈક કમોતે મરેછે, કંઈક કુળને દૂષણ દઈ વંઠી જાય છે; ઈત્યાદિ દોષોનું દર્શન સારી ચતુરાઈથી આ ગ્રંથમાં ટૂંકામાં કરાવ્યું છે.

બાળલગ્નથી બાળવિધવાપણું પ્રાપ્ત થાય છે; અને તેથી અનીતિનો માર્ગ મોકળો થઈ, બાળહત્યા, સ્ત્રીહત્યા, આદિ અનેક પાપનો સંચાર થાય છે. માટે જો બાળલગ્નનો અટકાવ થશે, તો પુનર્વિવાહના ધારાની વિશેષ આવશ્યકતા રહેશે નહિ.

આ ગ્રંથ શુદ્ધ સરળ ગૂજરાતી ભાષામાં, સૌ કોઈ સમજી તેનો રસ અનુભવી શકે એવી કવિતામાં રચેલો છે, જે કવિતા તેના માપ પ્રમાણે બરાબર દોષ રહિત છે. કવિતામાં મુખ્ય કરૂણારસ છે, જેના પેટામાં બીજા રસો યથોચિત શમાયલા છે.

સુજ્ઞ ગુણગ્રાહી વિદ્વાન પુરુષો આ ગ્રંથમાંથી ગુણનુંજ ગ્રહણ કરશે એવી મારી ખાતરી છે; બાકી દોષ દૃષ્ટિએ જોનાર દુર્જનો ઈશ્વરના કૃત્યમાં દોષ દેખેછે, તો એવા વિષે હું કશું કહી શકતો નથી. ભરતખંડનું ભલું ચાહનારાઓએ આ ગ્રંથને ઉત્તેજન આપી તેનો પ્રસાર વિશેષ થાય એમ કરવું જોઇએ; કારણ તેથી લોકોમાં નિઃસંશય સારી અસર થશે એમ હું ધારૂં છું. હું આશા રાખુંછું કે, આ ગ્રંથકર્ત્તા પોતાનો ઉદ્યોગ જારી રાખશે, અને બાળલગ્ન જેવા બીજા હાનિકારક ચાલનો નાશ થવા પોતાની સાચી શક્તિનો ઉપયોગ કરશે, તો લોકોનાં મનને ઉત્તમ બોધ આપે એવા ગ્રંથો પ્રકટ કરી શકશે; જેથી દેશને મોટો લાભ થશે. ઈશ્વર તેમને એ વાતમાં સહાય કરો. તથાસ્તુ!

**અમદાવાદ,**
તા૦ ૨૪-૩-૮૯. } (સહી). **કવિ. દલપતરામ ડાહ્યાભાઈ.**

---

# अनुक्रमणिका.

पृष्ठ


| | | | |
|---|---|---|---|
| १ | अध्याय १ लो. | સરસ્વતી અને ગુણવંતનો જન્મ | ૧ |
| २ | अध्याय २ जो. | ગુણવંતનું ઉપવીત | ૨ |
| ३ | अध्याय ३ जो. | સરસ્વતી અને ગુણવંતનાં લગ્ન | ૧૭ |
| ४ | अध्याय ४ थो. | નગરશેઠને ઘેર લગ્નમાં વિઘ્ન | ૨૬ |
| ५ | अध्याय ५ मो. | સરસ્વતી ને ભદ્રાની ગોઠડી | ૩૬ |
| ६ | अध्याय ६ ठो. | સરસ્વતીને સાસરામાંવીતેલાં વીતક | ૪૬ |
| ७ | अध्याय ७ मो. | ગૌતમનું સંન્યસ્ત અને પાર્વતીનું મરણ | ૫૫ |
| ८ | अध्याय ८ मो. | સરસ્વતીનું પારાવાર દુઃખ | ૬૩ |
| ९ | अध्याय ९ मो. | લક્ષ્મીવહુની લીલા અને ગુણવંતનું મૃત્યુ | ૭૨ |
| १० | अध्याय १० मो. | સરસ્વતીના દુઃખની પરિસીમા | ૮૦ |
| ११ | अध्याय ११ मो. | સરસ્વતીનો બોધ અને કથાનું રહસ્ય | ૯૨ |

કહેવતઃ-"પરણાવવાં બાળ, વહોરવું આળ ને ખાવી ગાળ."

# બાળલગ્નથી થતી હાનિ.

## સરસ્વતી ગુણવંતની કથા.

## અધ્યાય ૧ લો.

### સરસ્વતી અને ગુણવંતનો જન્મ.

દોહરા.

વંદી વિશ્વપતિ હ્રદે, વર માગું ધરી વ્હાલ;
બળવા બાળલગન તણો, બહુ દુખદાયક ચાલ. ૧
આરાધી અવિનાશીને, વિનવી વારંવાર,
ઇચ્છું [1]શિશુવય લગ્નનો, સમૂળ અહિં સંહાર. ૨
વિઘ્ન વિનાશક દેવને, પ્રણમી લાગું પાય;
રહે ન સ્થિર મુજ દેશોમાં, લઘુવય લગ્ન કદાય. ૩
બારદીને ધરી ભાવ હું, મતિ માગું સુખદાય.
કથવા બાળલગન થકી, હાનિ તણી કથાય. ૪
ઉપજે અસર કસર ન રે', તજે તરત દુખચાલ;
સબળ સુરસ વાણી વિમળ, માગું જેમાં માલ. ૫
ઇચ્છી હિત દેશી તણું, ભણું કથા ધરી ભાવ;
ટળે તિમિર શિશુલગ્નનું, જેનો પ્રૌઢ પ્રભાવ. ૬

ચોપાઇ.

ધરા વિષે ધારા નામની, નગરી સુંદર હતી દામની;
વિવિધ રીતે વિલસે નોકમાં, વિનય વિવેક દિશે લોકમાં. ૭

---

૧ બાળપણ. (શિશુ-બાળક.)

ભોજ સરીખો જ્યાં ભૂપતિ, ત્યાં ઊણુમ શાની પા રતી;
લક્ષ્મી ને વિદ્યા બે વઢે, મમત કરે એમાં કુણ ચઢે! ૮
લોક શોક વિણ ભાસે ભલા, નડે ન કોને બૂરી બલા.
પંડિતથી પંકાતી પૂરી, દશા ન કોની જેમાં બુરી. ૯
વીર ક્ષત્રી જે મધ્યે વસે, ગૌ બ્રાહ્મણની વ્હારે ધસે;
વિશ્વ વિદિત વ્યાપારી ઘણા, માનવ જ્યાંનાંમાં નવ મણા. ૧૦
સતી પતિવ્રતધારી સહી, જતી જોગમાં બાકી નહિં;
એવી પુરી ધારા ધરણીમાં, જન્મે જન જ્યાં શુભ કરણીમાં. ૧૧
તેમાં વાડવ વસતો એક, કુલીન ગૃહસ્થ ભરેલ વિવેક,
સદાચારી શિવકેરો ભક્ત, પંડિત પૂરો જાણે જક્ત. ૧૨
ગૌતમ નામે તે ગુણવાન, મહીપતિ આગળ જેનું માન;
દાનાધ્યક્ષ તણો અધિકાર, મળેલ ભૂપ તણે દરબાર. ૧૩
ખાન પાન સુખ લીલા લ્હેર, લક્ષ્મીને વિદ્યા જે ઘેર;
નાત પટલ પંકાતો આપ, શુદ્ધ ઉભય કુળ કેરી છાપ. ૧૪
પદ્મની પાર્વતી નામે નાર, શોભતી શીળ તણે શણગાર;
ગૌતમ પાર્વતી પુણ્ય પવિત્ર, દંપતી કેરાં ચારૂ ચરિત્ર. ૧૫
સુખ વૈભવ માણે બે જણાં, ધર્મ વાતમાં ધીંગાં ઘણાં;
સ્નેહ પરસ્પર જળ દૂધ [1]જશો, દંપતીમાં દુખ હરવા વસ્યો. ૧૬
રતિસુખ માણે સતી પતિ સાથ, પાર્વતી પ્રભુ લેખે નિજ નાથ;
એક પત્નીવ્રતવાળો સિદ્ધ, ગૌતમ પણ પોતે ગુણનિદ્ધ. ૧૭
બ્રહ્મનિષ્ઠ ભાવિક ભૂદેવ, સંત સાધુની કરતો સેવ;
અતિથિ આંગણ આવે જેહ, તૃપ્ત આશ થાયે સૌ તેહ. ૧૮
ન્યૂન ન સુખમાં દીઠી કંઈ, અર્ધી વય એ રીતે ગઈ;
દુખ પામ્યાં સુખમાં દંપતી, સંતતિ વિણ અકળાઈ અતિ. ૧૯
પાંચ સંતતિ પાછી થઈ, થવા તણી આશા પણ ગઈ;
એથી ઝૂરી નર ને નાર, સુખ સઘળાં લેખે અંગાર. ૨૦
દયામણી દારા દેખતાં, દુખ પામે ગૌતમ ગુણી છતાં;
આપી ધીરજ દે ઉપદેશ, તોપણ તારુણી ન તજે કલેશ. ૨૧

૧ જેવો.

સ્વામી કહે, "શ્યામા સાધવી, નથી વાત કહુંછું તે નવી;
બાજીગરની બાજી જશે, આ સંસાર [1]અખિલ છે વસ્યો. ૨૨
સત્ય નથી એમાંનું કશું, નાશવાન જેમાં સૌ વસ્યું;
કોનાં પુત્ર અને પરિવાર? કોનાં ધન પશુ ને ઘરબાર? ૨૩
જાવું મેલી સઘ જરૂર, સુખ દુખ ખોટું સમજો ઉર;
સ્વપ્ન ખેલ સરખો સંસાર, જળપૂર સરખો છે નિર્ધાર. ૨૪
માટે [2]મન વાળી માનની, જુઓ દૃષ્ટિ ધારી જ્ઞાનની;
ધર્મ સત્ય સ્હાયક અંતનો, છે એ બોધ સદા સંતનો." ૨૫

## ચોપાયાની દેશી.

પાર્વતી પ્રણમીને પતિ પ્રત્યે, વળતી બોલી વેણ;
"વહાલા! છે અજ્ઞાન નિવારક, આપ બોધ સુખ દેણ. ૨૬
પણ જડમતિ મારીપર એની, અસર અરે! નવ લાગે;
ભૂખ્યાને ઉપદેશ કર્યે જયમ, ભૂખ ન તેની ભાગે. ૨૭
ત્રણ પાંખાળે તીરે હૈયું, ભેદ્યું ભાસે જેનું;
ઉપદેશે આરામ થઈ ઝટ, દુખ જાશે શું એનું? ૨૮
રોમરોમ વીંછીની વેદના, કુરોગે રહી લાગી;
આંખે આંસું શું નહિ આણે, અરે! કહી [3]હતભાગી? ૨૯
મહાજ્ઞાનીને માર પડે તવ, જ્ઞાન ધ્યાનથી ત્રાસે;
વિકળ બને કળ કાંઇ પડે નહિ, બૂમ પાડીને નાસે! ૩૦
શરીર તણે સંબંધે દુખથી, દીન જીવ દેખાય;
ત્યમ મન દુખથી આ આત્મા, પતિ, કહો કયમ નવ કળપાય? ૩૧
દેહદુઃખ ઔષધને યોગે, વૈદ્યો સઘ હણે છે;
મનદુખ મ્હાજ્ઞાની ઉપદેશે, હણુતા સર્વ ગણે છે. ૩૨
પણ અસાધ્ય દુખ દેહ તણું, નથી મટતું વૈદ્ય વડાથી;
ત્યમ અસાધ્ય મન દુખ નથી શમતું, જ્ઞાની તણા [4]ધડાથી. ૩૩
'શ્વાસ લગી છે શોચજ' સ્વામી, એ કહેવત નહિ જૂઠી;

---

૧ સઘળો. ૨ મન વાળીને–મનને સ્થિર કરીને. ૩ અભાગી મનુષ્ય. (તે અભાગિયું માણસ 'અરે!' કહી આંખે આંસુ શું નહિ આણે?.) ૪ પાઠ–બોધ.

હસવું કયમ આવે પતિ હોંશે, ઉરમાં અગની ઊઠી! ૩૪
જ્ઞાન સુણું પણ ગમ નથી પડતી, અબળા હું અજ્ઞાની;
સંતતિવિરહ અસાધ્ય આધિપર, અસર ન થાય કશાની. ૩૫
અળગાં આંખ થકી થયલાં લાડકડાં બાળ રૂપાળાં,
[1]સદન તણી શોભાનાં રત્નો, વદતાં વચનો કાલાં, ૩૬
વિસારતાં કદિ નથી વિસરતાં, રમ્ય રમકડાં મારાં,
હસતાં, હઠવાળાં, કાલાં, ચંચળ, ને સમજૂ સારાં. ૩૭
'મા' 'મા' કહીને [2]મોદ આપતાં, આવી વળગતાં છાતી;
મીઠાંને પોઢાડી પારણે, શુભ હાલરડાં ગાતી. ૩૮
એ સૌ લીલા લેશ માત્ર પણ, ઉરથી ન ખસે અળગી;
ભાળું નવ [3]અવ હાય! અરે! એ આધિ મનને વળગી!! ૩૯
સંતતિ વિણ સમશાન સરીખું, ઘર આ ખાવા ધાય;
વૈભવ વાટ ઉકેલા મુજને, આ સઘળા સમજાય. ૪૦
જીવિત ઝેર સમું લાગે, આગે નવ દેખું આશા;
અભાગણી હું માટે પ્રભુએ, નિજ દરવાજા વાસ્યા!" ૪૧
આમ કહી આંસુ ડળકાવી, ડગાવી દે નિજ કંથ;
શ્યામા કેરી શોક વરાળે, પતિ ભૂલે નિજ પંથ. ૪૨

છપ્પા.

ભૂલવણીનો ખેલ, ખલકનો જોતાં ભાસે;
ભલા ભલા ભડવીર, જ્ઞાની ભૂલીને [4]ઘાસે;
કાચે સૂત્રે સજડ, બાંધિયા બુધને બ્હાદુર;
મૃગજળ-તૃષ્ણા માંહિ, મુઆ શાણા ને મ્હાશૂર;
સંસાર અસાર સમુદ્રમાં, ચલવી નાવ નર કો સદા,
રે! જ્ઞાન પંથ ન કદી ભૂલ્યો, કર્ણે સુણ્યો ન દિઠો કદા. ૪૩
જોગી જંગલ વસી, યોગ પાળે વીતરાગી;
તે પણ [5]પણ ચૂકીને, થાય પૂરા અનુરાગી;

૧ ઘર. (છોકરાં ઘરની શોભાનાં રત્નો છે. "गृहे रत्नानि बाळकाः")
૨ આનંદ. ૩ હવે-હમણા. ૪ ઘસાઈ જાય, ક્ષય પામે. ૫ નિયમ-પ્રતિજ્ઞા.

પરદુખ દેખી દ્રવી, પ્રેમ પાશે બંધાયે;
પશુથી બાંધી પ્રીત, વિયોગે વ્યાકુળ થાયે;
જડ ભરત જીવ તજતાં અહો, [૧]મૃગમાં મન વળગી રહ્યું;
જપ તપ દૃઢ કીધાં જ્ઞાનથી, પણ તે માયા જાળ વહ્યું !! ૪૪

## દોહરા.

નિર્જન વન વસનાર હરિ–ધ્યાન સદા ધરનાર;
પરદુખ દેખી પરજળી, ખેદિત ખચિત થનાર. ૪૫
તો નિજ સ્ત્રી સંતાપથી, પુરૂષ ધરે ક્યમ ધીર;
શ્યામા છે સ્વામી તણું, નિશ્ચય અર્ધ શરીર. ૪૬
આંખ તણી કીકી સમાં, હસતાં રમતાં બાળ,
મરણ સ્મરણ સંભળાવતાં, તાત તણા શા હાલ ? ૪૭
તોપણ ગૌતમ ગુણ નિધિ, ધારી ગંભીરતા ગાત્ર,
સમજાવે નિજ સુંદરી, જે છે સદ્ગુણ પાત્ર. ૪૮
ઘટ ઘાયલ નિજ છે ઘણું, રહી ઉપર હુશિયાર,
શ્યામાનું સાંત્વન કરે, નભવા નિજ સંસાર. ૪૯
દઇ દૃષ્ટાંતો અવનવાં, પત્નીને પરિતોપ,
ઉપજાવે આદર દઇ, કામિની તજવા શોક. ૫૦
'વ્રત નીમ આચરવા રૂડાં,' દે સુંદર ઉપદેશ;
'અભિલાપા એથી ફળે,' એવો ધરી ઉદ્દેશ. ૫૧

## ચોપાઈ.

ઈશ્વરપર દૃઢ શ્રદ્ધા ધરી, સદાચાર પાળે સુંદરી;
દાન પુણ્ય દંપતી અતિ કરે, યજ્ઞ યાગ ગાૈતમ આદરે. ૫૨

---

૧ હરણ–ભરત રાજા સકળ રાજ્યરિદ્ધિ અને સંસારનો ત્યાગ કરી કેવળ વીતરાગી થઇ નિર્જન વનમાં ઈશ્વરભક્તિ અને તપમાં કાળ નિર્ગમન કરી મોક્ષ મેળવવા ગયા હતા. ત્યાં સિંહની ગર્જનાથી ત્રાસેલી હરણીનું ગર્ભથી ગંગામાં પડેલું બચ્ચું તેમને હાથ આવ્યું હતું, તે સાથ તેમને માયા લાગી હતી; જેથી મરતી વખતે જીવ તેમાં રહ્યો અને મોક્ષ મળી શકયો નહિ. માટે ફરી તે જડભરત થયા, જેમણે સુખ દુઃખ સમાન ગણી કશામાં ધ્યાન આપ્યું નહિ. આ કથા ભાગવતમાં છે.

એમ કરંતાં દિન બહુ ગયા, પ્રસન્ન પ્રભુ તેઓપર થયા;
રામા ફરી પહોંચી [1]રળી, વામા વેળા પાછી વળી. ૫૩
રહ્યો ગર્ભ ગુણવંતીને તદા, માનની થઇ આપે મનમુદા;
સ્વામીને સુખ ઉરમાં હતું, પ્રભુ સુખ દેશે કંઇ પણ નવું ! ૫૪
આશા એને પ્રગટી ઊર, હરખ હવો એથી ભરપૂર;
દંપતી મુખપર આવ્યું નૂર, જાણી દુખ જાશે સૌ દૂર. ૫૫
ગૌતમ [2]ઘરૂણીની સંભાળ, રાખે રીત રૂડી એ કાળ;
ખાન પાન મુખ માગે જેહ, હાજર તરત કરે નર તેહ. ૫૬
રાજી રાખવા રામા તદા, તત્પર રે' સ્વામી સર્વદા;
ગર્ભ આળ વિણ જનમે જેમ, તજવીજ નાથ કરેછે તેમ. ૫૭
જતન જાતનું જુવતી કરે, ઉદર ગર્ભ જેથી ઊધરે;
મનમાં મગ્ન થતી માનની, વધી કાંતિ જોતાં વાનની. ૫૮
પૂર્ણ માસ નવ વીત્યા યદા, પ્રસવ હવો તનયાનો તદા;
આનંદજ ગૌતમને [3]આગાર, પ્રગટ્યો પાર વિના તે વાર. ૫૯
હરખ હવો ગૌતમને ઊર; પાર્વતી [4]પુલકિત થઇ ભરપૂર;
દાન પુણ્ય કીધાં દિલવડે. વિઘ્ન કાંઇ જેથી નવ નડે. ૬૦
તરિયા તોરણ બાંધ્યાં દ્વાર, દૂધે ચોકે કર્યા ચીકાર;
રીઝ આપી મનમાની સાર, સેવક જનને બની ઉદાર. ૬૧
સગાં સહોદર સંતોખિયાં, જન ઝાઝાં જેથી હરખિયાં;
જાણ્યા જોષી તેડી કરી, જન્માક્ષર વિધિ હરખે કરી. ૬૨
પુત્ર જન્મ જેવો આનંદ, પુત્રીમાં માન્યો સુખકંદ;
સરસ્વતીનું ધરી અભિધાન, મનમાં સુખ પામ્યો મતિમાન. ૬૩
અલૌકિક ભાસી [5]અર્ભકી, રૂપ દેવકન્યા શું નકી ?
દિન દિન વપુ ને રૂપે વધે, ચંદ્ર જેમ શુદમાં [6]નભમધે. ૬૪
માતા પ્રેમ વધે ભરપૂર, વર્ષામાં નદીનું જયમ પૂર.
તાત સ્નેહ સાગર સર્વદા, સભર ભર્યો ઊણો નવ કદા. ૬૫

૧ ખુશી (તે સ્ત્રીની આશા ફળી, એ અર્થ.) ૨ ઘરની સ્ત્રી. ૩ ઘેર.
૪ પ્રફુલ્લ-ખુશી. ૫ છોકરી-પુત્રી. ૬ આકાશ.

લાલન પાલન પુત્રી તણું, દંપતી રોજ કરંતાં ઘણું;
પટ આભૂષણ વિવિધ પ્રકાર, પહેરાવે ઉરને ઉદ્ગાર. ૬૬
શુભ હાલરડાં મા ગાવતી, ઉરમાં લઇને ઊલાવતી;
રીઝાવી રડતી રાખતી, મુખ મીઠા શબ્દો ભાખતી. ૬૭
ખમા ખમા કરતી હરઘડી, જરા કાંઈ થાતાં માવડી;
ભાષા ભાવ થકી શીખવે, સમજણ પાડીને થઇ સવે. ૬૮
દશ્ય પદાર્થે તણાં લઘુ નામ, શીખવતી માતા સુખધામ;
સરળ શબ્દમાં કહીને વાત, ખુશી કરતી મોદેથી માત. ૬૯
અઢી વર્ષની થઇ બાળકી, તાત માત મન દુખ ટાળકી;
એવે માતાને મન ગમ્યાં, વપુમાં ચિન્હ વિલસતાં રમ્યાં! ૭૦

## દોહરા.

અકળ કળા અવિનાશીની, જોતાં જગત જણાય;
લીલાનું સૂકું બને, સૂકું લીલું થાય. ૭૧
ભર્યું તેહ ઠલવાય છે, ઠાલું ઠીક ભરાય;
ગાંગો ગાંગાશા બને, ધનજી ધનો ભણાય. ૭૨
રોગી રાતો થાય ને, માતો માંદો હોય;
પુત્રવતી વંઝા થતી, વંઝા સુતસુખ જો[illegible]. ૭૩
જીવતાંને સુખ દુખ મળે, ફળે આશ દિન કોય;
વળે ન વિષ પીધે કદા, મુવે નવિન નવ જોય. ૭૪
પાર્વતી ફળ ફોકટ થયાં, ઊલી અબળા વેલ,
ફૂલી ફાલી સંતાન ફળ, અનુભવવા આ વેળ. ૭૫
ગર્ભ બીજો ધરી [2]ગેહિની, ગૌતમ ફરતી જોય;
ઇચ્છે સુત ફળ પામવા, મહદાનંદે [3]સોય. ૭૬
અબળા પણ ઇચ્છે અશું, આતુરતા ધરી ઊર;
સુતનો સંભવ સો વસા, જાણી ચિન્હ જરૂર. ૭૭
બાકી શી હોય બાળકો, ખરૂં બાપનું ધંન;
મા દુખનો મેલાણુ વળિ, બેલ બેનની અન્ય. ૭૮

૧ શરીર. (તે સ્ત્રીના શરીરમાં સારી નિશાનીનાં ચિન્હ તેણીને ગમે એવાં જણાવા લાગ્યાં–મતલબ તે ગર્ભવતી થઇ.) ૨ ઘરની સ્ત્રી. ૩ તે.

આવે ઉર અબળા તણે, આ'વા બહુ ઉદ્ગાર;
પુત્ર [1]પૂત પરિયા પડ્યા, ઉદ્ધારે નિર્ધાર. ૭૯
જતન કરે બહુ જાતનું, પાળે પથ્ય પ્રમાણ;
જેથી નિજ શુભ ગર્ભને, હોય ન કશીએ હાણ. ૮૦
સ્વામી પણ સંભાળ બહુ, રાખે રૂડી રીત;
પત્નીથી ફળ પામતા, પ્રૌઢી ધરીને પ્રીત. ૮૧
ગોવિંદની ગતિ ન્યારીથી, ગમતું થયું આ વાર;
પાર્વતી પુત્ર પ્રસવ હવો, વર્ત્યો જય જયકાર. ૮૨
ભૂખ્યાંને ભોજન મળે, નિર્ધન પામે ધન;
દંપતી દશ ગણી તેથી ખુશી વ્યાપી હરખ્યાં મન. ૮૩
પંગુને પગ આવતાં, અંધાને શુભ આંખ;
તે સુખ તે બે પામિયાં, અપંખ પામે પાંખ. ૮૪
ખુશીના ખળકા ના ખમ્યા; ઉછળ્યો [2]દધિ આનંદ;
હર્ષ ભરતી આગળ વધી, ધસડ્યો ઉર આક્રંદ. ૮૫
ઉત્સવવિધિ આ વારની, મુખ વર્ણી નવ જાય;
પુત્રીવેળથી પાંચ ગણી, વાત બધે વખણાય. ૮૬
જન્મ જોગને અનુસરી, પુત્ર નામ ગુણવંત;
ધાર્યું ગૌતમ ગુણનિધિ, ચતુર વિચારી ચંત. ૮૭
જ્યમ જ્યમ દિવસ જતા ગયા, [4]અર્ભક ઉછર્યો એમ;
માત પિતાનો [5]પીયૂષશો, પામી સુખકર પ્રેમ. ૮૮
લાડ કોડ વર્ણન કથા, કથતાં લાંબુ થાય;
સમય જતાં પછી શું થયું, કહીશ બીજે અધ્યાય. ૮૯

---

૧ પૂત નામનું નરકછે· "पूतात् त्रायते पुत्रः" પુત્ર પૂત નામના નરકથી પોતાના પરિયાને તારે છે. ૨ સમુદ્ર. ૩ કલ્પાંત. ૪ છોકરો. ૫ અમૃત.

# અધ્યાય ૨ જો.

## ગુણવંતનું ઉપવીત.

### ચોપાઈ.

એક દિવસ ગૌતમ ગેહિની, નાથ પાસ બેશી નેહિની,
વાત કરે મન વશકારિણી, ચતુરા ચિતકેરી હારિણી. ૧
"સ્વામીનાથ, સુખ દાતા અહો ! કહો કશું ચિત મધ્યે ચહો ?
કર્ત્તારે કરૂણા શુભ કરી, જેથી ગતબાજી સુધરી. ૨
અવસર આ આવ્યો ઊજળો, ગતમાં લાભ કશો નવ મળ્યો;
પૂર્વ સંતતિ દઈ દિલ દાહ, ઉછરી જરા વહી મરણપ્રવાહ ! ૩
લ્હાવો તેમાં કંઇ નવ મળ્યો, પણ પ્રભુ ઉત્તર વયમાં ફળ્યો;
તો આ અવસર કયમ ચૂકિયે ? મળી મોજ તે કયમ મૂકિયે ? ૪
નથી ઘડીનો અહિં નિર્ધાર, પળમાં શું કરશે કર્ત્તાર ?
તો પળ સોના સરખી મળી, જાવા કયમ દેવી જે ફળી ? ૫
ખૂબી કીધી ખાઈ પી ખરી, આભૂષણ પટ વિધ વિધ ધરી;
ન્યારી વાત આતો છે નરી ! જેમાં ખુશી [1]ખલકે છે ખરી ! ૬
લખેશરી સુખ હોયે લાખ, સંસારે સાચી શુભ શાખ;
પણ જે વિણ સુખ લેખે રાખ, રાખીને અદકો અભિલાખ, ૭
તે સુખ સંતતિતણું નિર્ધાર, છે સંસાર તણો જે સાર,
હોય જેહને તે વિધિ અંક, [2]રાજે સંતતિ થકી પણ રંક. ૮
ક્રોડપતિ ઉર પામે કલેશ, લૂખા લ્હાવ ગણે સૌ શેષ;
સંતતિ સુખવિણ ન્યાળે ન્યૂન, સમૃદ્ધિ સૌ સમજે મન શૂન્ય. ૯
સુતવિતનો જેને સંબંધ, તેને 'સોનું અને સુગંધ'—
મળ્યાં મહીતળમાં માનવાં, નથી વેણ કહુંછું તે નવાં. ૧૦
પ્રભુએ પૈસો દીધો પૂર, જેથી મોજ કરી ભરપૂર;
દયા દાન ને સુખ ઉપભોગ, અનુભવી ભારે માણ્યા ભોગ. ૧૧
ઊણપ પ્રભુએ પૂરી કરી, સંતતિ ધન અર્પી નરહરિ;

---

૧ દુનિયામાં (જે વાતમાં દુનિયામાં ખરી ખુશી રહેલી છે, એ વાત તે છોકરાંની સમજવી.) ૨ શોભે.

તો લહાવો તેનો લીજિયે, કેમ કસુર એમાં કીજિયે? ૧૨
જીવતાં જોગવિયું તે ખરૂં, માટે વિનતિ વ્હાલા કરૂં;
લગ્ન લાડકીનાં નિર્ધાર, આ વર્ષે કરવાં આ વાર. ૧૩
લાડકડાને દઇ ઉપવીત, લગ્ન કરો ધડી જાય [1]લલિત;
પેટ સંતતિ પરણાવવી, વિવાહ વિધિ શુભ વર્ણાવવી. ૧૪
ખરો લ્હાવ છે એ સંસાર, હરખ વિવાહ સમો નવ સાર;
સાર અર્ધ વય વીત્યે સર્યો. તો વિચાર જોઇએ કંઇ કર્યો. ૧૫
આઠ વર્ષની થઇ બેનડી, ઉછેરવે હરકત નવ નડી;
પાંચ વર્ષનો પુત્ર પ્રમાણ, હવો ન ઉપજી કશિયે હાણ. ૧૬
એથી હરિની મરજી એમ, સુખ દેવાની દીસે તેમ;
માટે સુખ અવસરનો લ્હાવ, લેવો [2]અજર કર્યા વિણ નાવ!
જીવતાં જોયું તે છે ખરૂં, અધિક કંથજી શું ઊચરૂં?" ૧૭

## દોહરા.

ગૌતમ કહે, "શુણ ગેહિની, ભાવિક ભોળી [3]ભામ;
તંતુ તર્ક વિતર્કના, તજ તું તરત તમામ. ૧૮
જન્મ, મરણ, ને પરણ છે, [4] કરણહારને હાથ;
મનોરથો મિથ્યા વહે, માનવિયો નિજ માથ. ૧૯
અવસર આવે શ્રીહરિ, કરશે પૂરી આશ;
સંતતિની જો સુંદરી, ક્યાં હતી સ્વપ્ને આશ? ૨૦
વેળા વ્હાલી વહી નથી, સમય ઘણો છે શુદ્ધ;
અપક્વ ફળછે આપણાં, તવ નવ કર જક-જુદ્ધ. ૨૧
વેળા વિણ ફળ વેડિયે, કશી ન લઇએ લ્હાણ;
સ્વાદ ન મન માન્યો મળે, ઉપજે એમાં હાણ. ૨૨
આશા પૂરણ કોઈની, નથી થઈ નિર્વાણ;
છેડો તેનો છે નહિં, પદ્મની! કહું પ્રમાણ. ૨૩
લાલચ લાખ મળે છતે, લૂખી અહિં દેખાય;
તૃષ્ણા તન અટકી પડે, પુષ્ટ બહુ પેખાય. ૨૪
સંતોષામૃત પાન કરી, ધરવો શુભ પરિતોષ;
સમય તણાં ફળ સાંપડે, સજવો ઉર સંતોષ. ૨૫

૧ સુંદર-રૂડી. ૨ વાર. ૩ ભામા-સ્ત્રી. ૪ કર્ત્તાર-પરમેશ્વર.

સુત વિત દારા સાંપડે, પણ ન કહે જન પૂર્ણું;
અધિક અધિક આગળ વધે, તૃષ્ણા[1] તરણી [2] તૂર્ણું. ૨૬
માટે માની માનની, મુજ વાયક ધર ધીર;
બનશે બનવા કાળમાં, કાળજડું કર સ્થિર. ૨૭
ધારે જન નિજ ધ્યાનમાં, 'હુંજ કરૂં તે થાય;'
શ્વાન [3] શકટ હેઠે યથા, વૃથા માન ધરી જાય. ૨૮
ગોવિંદનું ગમતું થશે, તજ તું ફિકર તમામ;
ધણીનું ધાર્યું થાયછે, માનવી ફોકટ [4] મામ. ૨૯
માત પિતાને ઉર વિષે, મુજ વિવાહ અભિલાષ
હતો ઘણો પણ ના ફળ્યો, પહોંચ્યાં સ્વર્ગ વિલાસ. ૩૦
પચીશ વર્ષે પરણિયો, તુજશું તુજ વય બાર;
પકવ વયે ફળ પ્રીતનું, અનુભવિયું સંસાર. ૩૧
જેને જેશું કામછે, તેને સમજણ સાર
આવે મેળવી આપવું, તે ગમતું નિર્ધાર. ૩૨
અથવા હરિ ઇચ્છા વડે, બને ન એવો યોગ;
તો તે તેનું મેળવે, સમજી યોગ્ય અયોગ્ય. ૩૩
પરણાવ્વાનો લ્હાવ છે, પાંચ દિવસ પિતુમાત;
પરણનારને તો દિશે, ભવ બાંધો ભલી જાત. ૩૪
તો તેના શુભ કામમાં, નિજ લ્હાવાને માટ,
અયોગ્ય સમયે માતપિતુ, શીદ કરે ઉચ્ચાટ. ૩૫
સંતતિનું સુખ સાંપડ્યું, શોભ્યું આ ઘરસૂત્ર;
આનંદે ઊછેરિયાં, પ્રીતે પુત્રી પુત્ર. ૩૬
કાલા મીઠા શબ્દ શુભ, શુણી રીઝ્યાં દિનરાત્ર;
એ લ્હાવા આગળ અહો! બીજાં સુખ શા માત્ર! ૩૭
ગુલાબ સરખા ગાલ ને, અરૂણ મલકતું મુખ;
ચુંબન એવા ગાલનું, કરીને ભાગી ભૂખ! ૩૮
એ લ્હાવાથી નથી અધિક, લગ્ન તણો અહિં લ્હાવ;
પરણનારને તો ખરો, લગ્ન સમયનો લ્હાવ. ૩૯

૧ હોડી. ૨ ઊતાવળી. (જેમ જેમ માણસને જોઈતી ચીજો આવી મળેછે, તેમ તેમ આશાની હોડી ઊતાવળી આગળ વધેછે.) ૩ ગાડું. ૪ મમતા—મમત.

પ્રેમ નીમ સમજે નહિ, પરણવું તે શા માટ;
એવાં બાળક છે હજી, તો ક્યમ કરવો ઠાઠ? ૪૦
સુધારવા નિજ સંતતિ, સમય આજ અનુકૂળ;
પરણાવ્વાનો પદ્મની, પૂર્ણ દિશે પ્રતિકૂળ. ૪૧
સરસ્વતી સુખદાયની, શીખેછે રઘુવંશ;
કાવ્ય કામ કાચું હજી, સમજે ગાયન અંશ. ૪૨
અમર[1] અને રૂપાવળી, ગુણવંતો ધરી ધ્યાન;
શીખે સજ્જ થઇ ખરો, પણ હજી છે નાદાન. ૪૩
આ'વાં કાચાં બાળફળ, પકવ થયા વિણ હાલ;
જંજાળે ક્યમ જોડવાં? બગડે એમાં તાલ. ૪૪
તનયા[2] તન[3] ક્યમ પ્હેરવું, સમજે નહિ બહુ ઠીક;
તન[4] ત્રાસે નાસે છળે, બાવાની ધરી બીક. ૪૫
તો એવાં બાળક તણો, વિવાહ કરવો શોય!
વનિતા વિવાહ એ નથી, જરૂર વિચારી જોય." ૪૬

**ચોપાયાની દેશી.**

વનિતા વ્યાકુળ થઈ અતિ ઉરમાં, શુણી કંથ ઉપદેશ;
પથ્ય પાળવું શુણી રોગી જ્યમં; કાળજ પામે કલેશ. ૪૭
અરૂચતી અણગમતી લાગી, વાત સ્વામીની એમ;
સુખકારી કડવું ઔાષધ, કંપાવે ઉરને જેમ. ૪૮
નાથે નેહ ધરી ફરી ફરીને, વર્ષાવી શુભ વાણી;
સુંદરી લેશ ન ગ્રહણ કરે, જ્યમ પત્થર ઉપર પાણી. ૪૯
માનનીને બહુ રીત મનાવી, ગુંથી સમજણ જ્ઞાને;
માની નહિ, સાચું તે શું છે, જ્યમ નાસ્તિક નવ માને. ૫૦
આતુરતા અંધારૂં બહુ, અબળા ઉરમાં અવરાયું;
ભોળીમાં ભ્રમ ભૂત તૂત કરી, જાણે જઈ ભરાયું. ૫૧
બોલી બળ આણીને અબળા, આંખે આંસૂ આણી;
"જાણી નાથ તમારી સમજણ, તર્ક ન કરશો તાણી! ૫૨

૧ અમરકોશ. ૨ છોકરી. ૩ શરીર. (છોકરી શરીરે લૂગડું કેમ પહેરવું તે બરાબર સમજતી નથી.) ૪ છોકરો.

ઘેલી [1]ગરવી નાત આપણી, વળી ઘેલા સૌ લોક;
બાળક બહુ હોંશે પરણાવે, સમજણ સૌની ફોક! ૫૩
નાત પટલ છો નાથ આપ તવ ક્યમ નવ બાંધો ધારો?
બાળલગ્ન કરતાં જ્ઞાતિ જન, બળ કરી કયમ નવ વારો? ૫૪
વારો શી રીતે બીજાંને, વિપરીત કહોને વાત?
તોલ તમારો થાય સહાં, નવ માને સઘળી નાત. ૫૫
નારી ઘરનીનેજ ગમે તે, કથવું સરળ જણાય;
નર આગળ નારી છે નિર્બળ, તરણા તોલ ગણાય! ૫૬
આખા આ ભવમાં શુભ ભાગ્યે, આખર અવસર એવો,
આવ્યો [2]વિધિ યોગે શુભ [3]વિધિ અહિં કરવા લાયક જેવો. ૫૭
એથી ઉરમાં હવી અભિલાષા, રાખે જે સંસારી;
વસ્તીમાં વસતાં નરનારી, રાખી ન શકે વારી. ૫૮
વારિ નયણે હુંજ ભરી, અટકાવું એ અભિલાષા;
ન્યારી વૃત્તિ નાથ તમારી, નિરખી નાંખું નિસાસા! ૫૯
મોડ ઘાલી મન ગમતો, રાતો હાથ થયો નવ મારો;
રામણ દીવો કર નવ ધરિયો, વ્યર્થ ગયો જન્મારો. ૬૦
ગણેશ આ ઘર નવ બેઠા, નવ મંગળ બોળ ગવાયાં;
જુગતેથી પરણેલાં જોડાં, પોંખી ઘર ન લવાયાં. ૬૧
[4]મૂરતિયો મન ગમતો કોડે, કેડ ધરી નવ ચાલી;
રૂમઝુમ કરતી વહુવારૂ નવ નિરખી, ઉમ્મર ચાલી. ૬૨
વે'વાહી વે'વાણ સાથ નહિ [5]ગુંજ કરી મન ગમતી;
એળે ઉમ્મર વહી એકલાં, રહી અહીં દિલ દમતી. ૬૩
અમૃત પીવાની પળ એકજ, સફળ કરે સંસાર;
લ્હાવો સંતતિ વિવાહનો છે, અમૃતથી સુખકાર. ૬૪
શાકર મીઠી લાગે સૌને, કાં બુઢ્ઢાં કાં બાળ;
છોટાં મોટાંને ત્યમ લાગે, લગ્ન લલિત રસાળ. ૬૫
ધાવંતા બાળકને કહિયે, 'પરણવું છે કયમ તારે?'
મલકાવી મુખ ડોક હલાવી, 'હા' મુખથી ઉચ્ચારે. ૬૬

---

૧ મોટી. ૨ દૈવયોગે. (વિધિ–બ્રહ્મા, સૃષ્ટિકર્તા.) ૩ શુભ ક્રિયા.
૪ વર. (આ ઠેકાણે દીકરીનો વર.) ૫ ગુહ્ય–છાની વાત.

પચીશ વર્ષે પરણ્યા પોતે, વડાઇ નથી કરી એમાં;
વાત વિચારો નિજ વીતકની, તત્વ નથી કશું તેમાં. ૬૭
ન્હાન પણા માબાપ મુએ, ઘર ગરીબ હતુંજ તમારૂં;
ભાવ હશે પણ ભાવ ન પૂછ્યો, કોઇએ સજ થઇ વારૂ. ૬૮
ઓથ ન કોઇ તણી રહી અહિં પછી, અધિક બન્યા ઉદાસી;
ગયા ઉદર ભરવા ને ભણવા, કલેશ પામીને કાશી! ૬૯
રાંડી રાંડ તણી હું બાળા, ઓથ વિનાની હળવી;
જર વિણ જોડ અરે જેને અહિં, મોંઘી હતી બહુ મળવી. ૭૦
એથી અધિક ચવાઈ નાતમાં, ફરતી મુખ સંતાડી;
વિવાહ જોગ જડે ન જીવમાં, મંદ હતી મુજ માડી! ૭૧
બારે વર્ષે રાગો જોગો,[1] મળ્યો આપણો એવો;
'બાઇને દે નહિ, બાઇને લે નહિ,' એ કહેવતના જેવો. ૭૨
સંતતિને સદ્‌ભાગ્યે સ્વામી, સમય નથી આ તેવો;
તો રૂડા અવસરનો લ્હાવો, કેમ ન લેવો દેવો? ૭૩
વળી વિચારો વાત હૃદયમાં, એમાં હિત છે ભારે;
ચિત નથી તેપર નાથ તમારૂં, માટે વદવું મારે. ૭૪
સંતતિ આખર નાનાં, સ્હાયક કોઇ નથી અહિં વારૂ;
સબળાં સંબંધી મેળવવાં, ઉરની વાત ઉચારૂં. ૭૫
ધામ અને ધન હોય તથાપિ, હોય ન ઓથ અરેરે!
રઝળે તે બાળક બહુ રીતે, થઇ ખુવાર ખરેરે!! ૭૬
લ્હાવ અને છે લ્હાણુ તેથી મેં, વાત વિવા'ની ઉચારી;
તત્વ તપાસ્યા વિણ તેનું પિયુ, તુચ્છ ગણી મતિ મારી. ૭૭
હળવું લોહી અરે [2]લલનાનું, નર કિમ્મત નવ લેખે;
અબળા આળ ભરી ગણી આપે, હરેક વાત [3]ઉવેખે." ૭૮
આમ વદી વામા એ વેળા, પાર્વતી આંસુ આણી;
ગૌતમરામ ગળ્યો, સમજ્યો ઉર, મતિ પળમાં પલટાણી. ૭૯
રામા હઠ આગે રામે નવ, વિવેક લેશ વિચાર્યો;
તો ગેહિની આગે ગુણી ગૌતમ, કવણુજ માત્ર બિચારો. ૮૦

---

૧ તાકસંચો. ૨ સ્ત્રીનું. ૩ અવગણના કરે.

છપ્પા.

રામા હઠથી રામ, હેમમૃગ જાણી ધાયા,
સીત હરણુ દુખ સહ્યું, કમાણી એહ કમાયા;
મોહિની હઠથી મોહી, હસ્ત માથે મૂકીને,
ભસ્માસુર ઝટ ભસ્મ થયો, નિજ વર [1]ચૂકીને;
જુવતી હઠમાં જોખમ ઘણાં, જર જિવ જશની હાણ છે;
ગણુપત ગેહિની હઠ વિશ્વમાં, વ્હેતી નદીની તાણ છે. ૮૧
પાર્વતી વચન પ્રવાહ, [2]નાવ મતિ [3]નાવ તણાયું;
સમજણ તણું સુકાન, હાથ નવ રહ્યું જણાયું;
દૃઢ વિચારનો કુવા થંભ, કકડી મરડાયો;
પૃષ્ટ ભાગ પળ માંહિ, તરત જોતાં તરડાયો;
એથી સ્થિતિ ગૌતમ રામના, મનની આમ થઈ હવે;
સંક્ષેપે સાર કયું શુણો, શ્રોતા સૌ થઇને સવે. ૮૨
ગૌતમ મન ગણ્યું એમ, ભણ્યું ભામાએ જે છે,
તે નથી કેવળ તુચ્છ, સ્વચ્છ ફળ એમાંએ છે;
વકરો વિશ્વાસથી, કર્યા જેવું છે કામ;
આરત ને અધીરાઈ, નભે નહિ જગમાં નામ;
માટે માનની મન માનતું, થાવા દેવું માહરે;
કામનીએ કલેશ કરી કદી, હઠ નથી કીધી ક્યાહરે. ૮૩
જરા ઉપડતે બોલ, નથી જુવતી અહિં બોલી;
બાળા બની બ્હાવરી, બોલ આજે બહુ બોલી;
[4]વ્યંગ્ય બોલ વનિતાય, વિવેક તજી મુખ વદિયા;
રામા ધરી ઉર રીસ, રાતી થઇ આપ્યા રદિયા;
એથી અપમાન થયું ગણી, રીશ ન મુજ મન વ્યાપતી;
દેખીને ઉર પ્રગટે દયા, કામની કલેશે કાંપતી. ૮૪

---

૧ વરદાન. (એને વરદાન હતું કે જેને માથે તું હાથ મૂકશે તે બળી ભસ્મ થશે. મોહિનીએ એને માથેજ એનો હાથ મૂકાવ્યો, જેથી તે બળી ભસ્મ થયો. પુરાણમાં આ વાત પ્રસિદ્ધ છે. એમાંથી સ્ત્રી ચરિત્રની માયા જોવાની છે.) ૨ ધણી--ધણીની બુદ્ધિરૂપી વહાણ. ૩ વહાણુ. ૪ મર્મના બોલ-- જેમાંથી અનેક અર્થ થાય.

ભવ બાધો ભામની, ભાવ મુજ ઉપર ભારે,
ધાર્યો જ્યમ દૃઢ ભક્ત, [1]અખિલ ધાતા પર ધારે;
વેદ વચનની તુલ્ય, વેણુ મુજ માન્યાં [2]મહિલા;
મન ઉપજાવે મોદ, માનનીના ગુણ [3]મહિલા;
પલટઇ ગઇ આ પળ પદ્મની, અંતર [4]આધિ ઊપડે;
સમજૂ જ્યમ સન્નિપાતથી, ધૈર્ય તજી ન રહે [5]ઘડે. ૮૫
રોગી પર શી રીશ, શીષ નવ ઠામજ જેતું?
દયા ધરી દિલ માંહિ, કિજે ઔષધ ઝટ એનું;
ત્યમ માનની મન રોગ, જવા મન ગમતું તેને
કરૂં હવે આ કાળ, શાંતિ સુખ થાયે એને;
ઉર વિચાર એવો આદરી, ગૌતમ ગેહિનીશું વદ્યો;
બળ અબળા પામી એથી બહુ, શ્રેષ્ઠ પાક જાણે [6]સદ્યો. ૮૬
“પ્રિયા અહો પદ્મની, શોચના તજ તુજ મનની;
ધાર્યું તુજ ઝટ થશે, ધારણા થઇ મુજ મનની;
વાર હવે નવ થશે, સાર તું લેજે શોધી;
કલેશ તજી કામની, વિચારો તજ તુજ ક્રોધી;
હસી બોલી હવે કરવાનું તે, વદ મન ગમતું માનની;
શુભ વિધિ લગ્નાદિક કામમાં, જરૂર દિશે તુજ જ્ઞાનની. ૮૭
ઉપવીત ઉજ્જવળ મને, પુત્રને ઝટ અવ દઇએ;
પછી ધરીને પ્રીત, લ્હાવ લગ્નાદિક લઇએ;
જોઇતી વસ્તુ વિવિધ, મગાવો મનને ગમતી;
કસર ન રાખો કાંઇ, કશીપણુ નથી અહિં [1]કમતી”;
ગૌતમ ગેહની ગમતું વદી, ઉપવીત ઉદ્યોગે વળ્યો;
લ્હાવો તે લલના મન તણો, ફાલી ફૂલીને ફળ્યો. ૮૮

---

૧ આખી સૃષ્ટિને ધારણ કરનાર--સૃજનાર ઈશ્વર. ૨ સ્ત્રી. ૩ માંહેના. ૪ મનનું દુ:ખ. ૫ ધારણે-માપમાં. ૬ માફક આવ્યો. (સારો પાક ખાધો હોય ને તે માફક આવવાથી કાયામાં જેમ કૌવત આવે છે, તેમ પોતાને રૂચતી વાત પતિએ કહેવાથી પાર્વતીના શરીરમાં બળ આવ્યું. તાત્પર્ય એ કે હર્ષ પામી ઉમંગમાં આવી.

# अध्याय ३ जो.

## સરસ્વતી અને ગુણવંતનાં લગ્ન.

### ચોપાઇ.

પાર્વતી પ્રેમ કરી ભરપૂર, પતિ સન્મુખ ગૌતમ ધરી નૂર,
વદી એક દિન આણી વ્હાલ, "પડચો પુત્ર ઉપવીતમાં તાલ. ૧
જુક્તિ જનોઇ તણી બહુ બેશ, વખણાણી નાતે અવશેષ;
જીવન! જશ જેમાં બહુ મળ્યો, એ લ્હાવો મન ગમતો ફળ્યો. ૨
પુત્ર પુત્રીને રૂડી પેર, વરાવવાં મન ગમતે ઘેર;
કામ રહ્યું એ બાકી કંથ, વિચારવો વ્હાલા તે પંથ. ૩
પાંચ ઠામથી પૂછાવિયું પુત્ર માટ, પતિ કહો શુભ કયું?
પદ્મનાથ ઘર બહુ પાંશરૂં, કુલીન ગૃહસ્થ નિહાળું નર્યું. ૪
રાજપુરોહિત વિત્તે ભર્યો, ધીંગી ઢાલ ધીરજની નર્યો;
સગો કરો જો એ સાબધો, તો ગુણ છે એ વાતે બધો. ૫
સુતનું સુખ નથી તેને હજી, સુતા એક સુત ઠામે ભજી;
નિવાસી આ નગરીનો વળી, એથી વાત મુજ લાગે ગળી. ૬
સુતનો એ સસરો કદિ હોય, ઓથ ન એ જેવી અહિં કોય;
છે વય હજી છત્રીશ વર્ષની, આશ ઘણી છે ઉત્કર્ષની. ૭
તેની તનયા લક્ષ્મી નામ, રૂપાળી ભાળી સુખધામ!
હા વાળો તેની હે [2]સ્વામ, તો લક્ષ્મી વસશે સુતધામ[3]!! ૮
સાત વર્ષની છે સુખકરી, સુતથી જરી મોટી છે ખરી;
પણ છે વાત બધી પાંશરી, માટે ના કહેશો નવ જરી." ૯
સુંદરીના શબ્દો સાંભળી, ગૌતમ દાઢ તરત તવ ગળી;
પણ વિચાર જરી કરી મતિમાન, બોલ્યો ગૌતમ શુભ ગુણવાન. ૧૦

---

૧ ન્યૂનતા-ઊણપ. ૨ હે સ્વામી. ૩ આ વાકયમાં ધ્વનિ છે:–એમાં એવો ભાવ છે કે, જો લક્ષ્મી નામની કન્યાને માટે હા વાળશો, તો છોકરાના ઘરમાં લક્ષ્મી (પૈસો) થશે; કારણ તે શ્રીમંતની પુત્રી છે, ને તેના બાપને એ વિના બીજું છોકરૂં છે નહિ. એથી એ આવતે પૈસો પણ આવશે.

"વરથી વહુવય હોય વિશેષ, લાભ નથી એમાંહે લેશ;
ઉંદર બિલાડીનો એ મેળ, ખરોજ દુખકર એમાં ખેલ. ૧૧
સુખ શ્રીમંતની કન્યા થકી, મળવાની આશા નવ નકી;
લાડ ઘેલી હોયે લાડકી, પાયે નહિ પાણી વાડકી. ૧૨
સમાનશું બાજી માંડિયે, ગરીબ ગુણી ત્યમ નવ છાંડિયે.
મુજને તો ભાસેછે એમ, હાણ ન જેથી ઉપજે તેમ." ૧૩
પાર્વતી પતિશું બોલી તદા, "સંશય નાથ ધરોછો સદા;
એથી કામ ન હોયે કદા, સઘળું સરખું નથી સર્વદા. ૧૪
ભાગ્ય પ્રમાણે સુખ દુખ મળે, વાવે હિત સમજી જે ફળે;
ફળ દેવાં શ્રી હરિને હાથ, માનવી મોટમ લે નિજ માથ. ૧૫
બળદેવો તમ મામા તણો, ન્હાનો વહુથી અતિશે ઘણો;
ચાર વર્ષનો ચોખો ફેર, તોપણ વર્ત્તી લીલાલ્હેર. ૧૬
કશા વિનાનો [1]કાળીદાસ, પરણ્યો મોટે માઘ અવાસ;
તો ઊઘડિયું તેનું ભાગ્ય, દૂર થયું દળદર દુર્ભાગ્ય." ૧૭
આમ અનેક દઈ દ્દષ્ટાંત, ભામાએ ભાગી પતિ ભ્રાંત;
એથી વામા વાતે વળ્યો, ગૌતમ ગેહિની વચને ગળ્યો. ૧૮

## દોહરા.

સ્વામી કહે "શુણ સુંદરી, સગાઇ એ સુખકાર;
જા, સજ થા! મેં સર્વથા, સત્ય કરી સ્વીકાર. ૧૯
પણ પુત્રીને માટ તો, ખરી કરાવી ખોળ,
શોધવું આના સોળનું, ઉત્તમ ઘર વિણ ઘોળ. ૨૦
જોતાં અત્રે ઝાંખીને, નજર નાખી નિર્ધાર,
ઉત્તમ ઘરવર છે નહિ, બાકી કો વરનાર. ૨૧
પૈસે પૂરા છે ખરા, પણ કુળ કોરા છેક;
દેતાં દુહિતા તેહને, ન રહે કુળનો નેક. ૨૨
માટે મોકલી આપણા, તનના પુરૂષ પ્રવીણ;
ગંગોત્તરી ઘર [2]ગોતવું, નિર્મળ વાંધા વિણ. ૨૩

1 કાળિદાસ કવિ. 2 શોધવું.

પૈસે પૂર તણી ઘણી, આશ ન રાખું ઊર;
કુળ કાંચન, ધન કથિર છે, નથી એમાં કંઇ નૂર. ૨૪
પુત્રી પુત્રથી કો રીતે, નથી મારે મન ન્યૂન,
તો તનયાને તારૂણી, સમજ ન મન ધન ન્યૂન." ૨૫
[1]પય શાકર ઘોળ્યા સમાં, સ્વામીનાં શુણી વેણુ;
રૂચ્યાં રામાને હ્રદે, હરખ્યાં એથી નેણુ. ૨૬
પછી નૌતમ નામે સગો, વૃદ્ધ વિવેકી જાણુ,
કુળ શીળ આખી નાતમાં, વસેલ જેની વાણુ, ૨૭
તેડી તેને સાદરે, સમજાવી શુભ રીત,
સગાઇ સારી શોધવા, કરી વિનતિ ધરી પ્રીત. ૨૮
પાર્વતી વિનય ધરી વદે, "પંડ્યા નૌતમરામ,
વરનો તોટો છે પડ્યો, ધારામાં બહુ ધામ. ૨૯
નાખી નજર ન પ્હોંચતી, સરસ્વતીને માટ;
ઊંઘ ન એથી આવતી, ઉપજે ઉર ઉચ્ચાટ!" ૩૦
ગૌતમ નૌતમને કહે, "પંડ્યાજી શી પેર
કરવી, વર કુળ યોગ્ય કો, શેષ નથી આ શહેર." ૩૧

## હરિગીત છંદ.

વૃત્તાંત વર વહુનું શુણી, વળતી વધો દ્વિજ તે વડો;
"પરણાવવા પુત્રી અહો! શિદ શોચ કીજે એવડો!
નથી નાતમાં દેવાઇ ગયું, નથી દાટ વળિયો દેશમાં!
કુળવાન વર નથી [2]કાતરે ખાધા, ઘણા છે દેશમાં.! ૩૨
સાગર સમાણી નાતમાં, કુળ રત્ન કંઇક હશે ખરાં;
તરણું અડે ભડકો બને, નવ માત્ર શુદ્ધ અહો નર્યા!!
નવ રત્ન ઘર બેઠે મળે, મ્હાયત્નથી ખોળ્યે મળે;
કુલવાન વર ખોળ્યે જડે, વિચાર કીધે ના વળે. ૩૩

---

૧ દૂધ. (દૂધમાં શાકર ભેળ્યા જેવાં સ્વામીનાં વચન સાંભળી પાર્વતી ર્ષ પામી.) ૨ એક જાતની મોટી રૂવાંવાળી યેળ ચોમાસામાં થોકબંધ થાયછે, જે વાવેલા ધાન્યના ઊગતા છોડને ખાઈ જાયછે તે. રૂઢિમાં એમ બોલાયછે કે-"શું કુળવાન કાતરે ખાધા છે?"

ઇંદુર, અવંતી, મંદુસર, ચંદેરી, ને રતલામમાં,
કાશી, કનોજ, પ્રયાગ, આદિક બહુ જથાના ગામમાં,
ખાંતેથી ખોળી કાઢતાં, કુળવાનનો ટોટો કશો?
વર લાવું વંશ વિશુદ્ધનો, વાંધો ન જરિ જેમાં વસ્યો." ૩૪
પાર્વતી પ્રણમીને કહે, "પંડ્યાજી આપ પવિત્ર છો;
સારા સગા મુજ સ્વામીના, સમ બાળપણના [1]મિત્ર છો;
માટે વિશેષ કહેવું પડે નહિ, આપને આ વેળમાં;
[2]મ્હામાં લગન નિર્ધાર કરવું, માનજો એ મેળમાં." ૩૫
ગીતમ કહે "નીતમ શુણો, મુખ માગી શુભ સાહિત્યને,
વાધો વિવા'ને કામ, હામ ધરી, કરી ઝટ [3]નિત્યને.
છે જોગ આજે જોઇતો, સુમુહૂર્ત છે સિદ્ધિ ભર્યું;
તૈયારી તેથી કરો, આટલું કામ આ જોઇએ કર્યું." ૩૬

દોહરા.

કર્યું પ્રયાણ પછી ત્યાં થકી, પંડ્યાએ ધરી પ્રીત;
વ્હેલે ચઢીને વાધિયા, ખર્ચી ભરી ખચીત. ૩૭
સાથ લીધો સમજાવીને, સોબતી ઉત્તમ નામ;
જોડે તોડે કંઇકનાં, એવો મન [4]અભિરામ. ૩૮
જોડું એ ભૂદેવનું, છળ કળમાં કાબેલ,
ખેલાડી પાકું ખરૂં, મન જેને સૌ સ્હેલ. ૩૯
મૂળદેવ સહદેવની, પ્રતિમા પાકી તેહ,
મડાવે મન મોજથી, છંડાવે પણ જેહ. ૪૦
અમૃત મુખ જેને વહે, ઘટમાં વિષ ઘૂંટાય,
લાલચ દે લપટાવીને, જેમાં જન લૂંટાય. ૪૧
એવા પાકા પીર તે, વાણા નવ જાનાર,
વણા વિવા' ઝટ જોડવા, ધારાથી નિર્ધાર. ૪૨
માળવ ખોળ્યો મન દઈ, જઇ અહિં તહિં બહુ ગામ,

૧ મારા સ્વામીના મિત્ર, એ અર્થે. ૨ માહ માસમાં. ૩ નિત્ય કર્મ-સંધ્યા પૂજા આદિ. ૪ મનને ગમતો (નીતમના મનને ગમતો સોબતી તેણે પોતે પસંદ કરી લીધો.)

[1]કુલ્લે હાથ મુકાવતા, કંઇ કંઇના લઇ દામ. ૪૩
જમવા પેટ ભરી જમણ, વિધવિધનાં મ્હામિષ્ટ;
પરણ્યા બહુ ઘરના બન્યા, સિધ સાધક બે શિષ્ટ. ૪૪
ઉત્તમ નૌતમને કહે, "પંડ્યા [2]શિશિર [3]સમસ્ત,
સઘો છ આપ શરીરને, બન્યા જેઠીમલ મસ્ત." ૪૫
નૌતમ કહે "ભટ આપ ક્યાં, છો ઓછા આ વેળ?
પુષ્ટ દિશે પાડાથી સમ, શિવનંદી માતેલ!!" ૪૬
આમ કરે ઉપહાસને, કરે પ્રવાસ [4]પ્રયાસ;
અંતે પુરી ઉજ્જેણીમાં, આવ્યા એક અવાસ. ૪૭

## ચોપાઈ.

ઉજ્જયિનીમાં એણી વાર, વસતો વિપ્ર રૂડે વ્યવહાર;
હજાર ઘરમાં કુળમાં ચઢે, કુળ મદમાં માથું નવ ધડે. ૪૮
સંપત્તિ જોકે હતી [5]પતી, છાતીથી છત કરતો છતી;
દંભી દીક્ષિતનું ઉપનામ, એ નામે જાણેજ તમામ. ૪૯
કૃષ્ણા કામિની, તૃષ્ણા સુતા, સુત ત્રણ હલિયા જેને હતા;
ન્હાનો નટવર નવ વરસનો, હતો કુંવારો મતિ નરસનો. ૫૦
તેને આવાસે આ વેળ, મેળવવા મન ધાર્યો મેળ;
નૌતમ ઉત્તમ આવી ચઢ્યા, નમસ્કાર કરી પાયે પડ્યા. ૫૧
"ઇચ્છા ઉરમાં બહુ [7]અબ્દથી, હતી ઘણી શું કહું શબ્દથી;
ફળિત થઈ તે આજ જરૂર, દર્શનથી દુખ નાઠાં દૂર." ૫૨
એક એમ કહ્યું જેટલે, બોલ્યો ઝટ બીજો તેટલે;
"પ્રસંગ વિણ પ્રીતિ હોય તથા, નથી જવાતું કહું જે યથા. ૫૩
એક પંથ દો કાજ જરૂર, હોય તો[6] પગ ઉપડે પૂર."

૧ કુલ્લે હાથ મુકાવવો એ બોલવાની રૂઢિ છે, એનો અર્થ લાલચ આપવી. (આ બે જણા કંઈ કંઈને છોકરો છોકરી પરણાવી આપવાની લાલચો આપી પૈસા કઢાવી લેતા હતા. એમની તો આ વિવાહને બહાને ખરી મોસમ જાગી હતી. કંઈ કંઈ નાતોના ભાંજગડીઆ આવા ધંધા કરેછે.) ૨ શિયાળો. ૩ આખો. ૪ યત્ન–શ્રમ. ૫ પતી રહી હતી, આવી રહી હતી. ૬ હિમ્મત. ૭ વર્ષ.

"છે સાચું" ગૌતમ કહે "એહ, એમાં રંચ નથી સંદેહ. ૫૪
દીક્ષિત દર્શનને મહિમાય, એક પંથ દો કારજ થાય."
ઉત્તમ કહે, "કહીં ઉત્તમ વાત, અહો શી દીક્ષિત ઘરની વાત?" ૫૫
વખાણતાણે દીક્ષિત વહ્યો, લેશ ભેદ ભોળે નવ લહ્યો;
આપી આદર આસન દીધ, પરૂણાચાર પ્રીતે મસ કીધ. ૫૬
જમી કરી થઇ સ્વસ્થ સુપેર, વળગ્યા વાતે વિપ્રો ફેર;
દંભી દીક્ષિત કહે "મહારાજ, પધારિયા આ ઘર શે કાજ?" ૫૭
ગૌતમ કહે કર જોડી કરી, "ઉમેદ મન મોટી આદરી;
આવ્યા દીક્ષિત કેરે દ્વાર, કરવા ઇચ્છિત કાર્ય સ્વીકાર." ૫૮
ઉત્તમ કહે "એ સાચું ખરૂં, પણ હળી પડી નવ કહો એમ નર્યું;
દીક્ષિતનું શુભ કરવા સાર, આવ્યા ઉલટ ધરી આ વાર." ૫૯
ગૌતમ ઉત્તમને કહે, "ભ્રાત, વિવેકમાં કરવી જે વાત,
તેમાં મોટમ નવ લીજિયે, કારજ જશનું જો કીજિયે." ૬૦
દંભી કહે "શો વાત વિચાર છે તે સ્પષ્ટ કરો નિર્ધાર;
શો છે લાભ અમારે ખરો, વળી તમારો મુખ ઊચરો." ૬૧
હસી પંડ્યાજી કહે પ્રીતથી, "શુણજો દીક્ષિત શુભ રીતથી;
ધારામાં ધીમંતો દક્ષ, ગૌતમરામ દિશે [1]પૂરપક્ષ. ૬૨
દાનાધ્યક્ષ અધિપનો એહ, કુળ મોટમમાં ઝળકે જેહ;
નથી અજાણ્યો જે આપથી, પંકાનો મોટે માપથી. ૬૩
તેની તનયા રૂપ નિધાન, ગુણવંતી સરસ્વતી અભિધાન;
વય છે વર્ષ અહો! આઠની, સમજણ વર્ષ દિશે સાઠની!' ૬૪
નથી વર તે લાયક લાગનો, કુળ શીળમાં ભળતા ભાગ્યનો;
ખોળ કરી બહુ સ્થળમાં ફરી, તોપણ નજર જરી નવ ઠરી. ૬૫
રૂપ ત્યહાં કુળ, કુળ ત્યાં અન્ન, દીઠું નહિ ફરતાં બહુ દિન;
અવંતીમાં આવ્યા એટલે, સ્મરણ થયું તમ તણું તેટલે. ૬૬
જૂના સ્નેહી અમારા આપ, કુળ શીળમાં [2]છતરાતી છાપ;
આપ ઘેર વર છત જાણીને, આવ્યા અંતર ખુશી આણીને. ૬૭
આપ યોગ્ય ગૌતમ ઘર ગણી, મોદ ધરી કરિયે માગણી;
સફળ પંથ કરવા કારણે, આવ્યા આપ તણે બારણે. ૬૮

૧ પૂરી પક્ષવાળો–મોટી લાગવગવાળો. ૨ પ્રસિદ્ધ.

હિત બે પક્ષ તણું ઉર ધરી, નજર ઠરી અત્રે ગુણ ભરી;"
વિનતિ કરી મારી સ્વીકાર, વિવા' મેળવો આણી વાર." ૬૯
ઉત્તમ કહે, "હિત ગૌતમ થકી, દીક્ષિતનું ઓછું નથી નકી;
ઘર બેઠે ગરવો ગુણ થાય, શું એ લાભ લઘુ લેખાય?" ૭૦
ગૌતમ કહે "લાયકને લાભ, દેવો ઉચિત અડેલો આભ;
સ્નેહીની સેવાને યોગ્ય, લાભ મળે કરવો ઉપયોગ." ૭૧
ઉત્તમ કહે "દીક્ષિત મહારાજ, વાત ગળે ઉતરી આ કાજ?
કે સંશય છે ઉરમાં કંઈ? કૃપા [1]ઉમાવરની છે થઈ." ૭૨

## દોહરા.

દીક્ષિત ડોળ ધરી વદે, "અહો! ભલા ભૂદેવ!
જળ કયમ જાઈ શકે જુઓ મોભે, ભરિયાં નેવ!! ૭૩
ઝારી સોનાની ખરી, પણ પીતળની પૂઠ;
કાષ્ઠ તણી તરવારને, મોંઘી ધાતુની [2]મૂઠ; ૭૪
તો તેની કિંમત કશી, કસી જેવી કરી કોડ;
[3]માલ નહિ એ [4]માલમાં, મિથ્યા માથા ફોડ. ૭૫
નટવર માટે આજ લગી, આવ્યાં માગાં આઠ,
કસર દીઠી કુળ કલ્પતાં, ઠીક ઠર્યો નહિ ઠાઠ. ૭૬
કુંદન સરખું કીમતી, જાન્હવી જળથી પવિત્ર,
અગ્નિ સરખું ઓપતું, મુજ કુળ [5]મહીમાં મિત્ર! ૭૭
રજ કે તજ તેમાં નથી, આજ લગીમાં રંચ;
શુદ્ધ કુળનો મૂળથી, સાચવિયો શુભ સંચ. ૭૮
રહે કુંવારો પુત્ર કે, જાય સમૂળો વંશ,
પણ કુળમાં ઓછો કદી, ભળે ન અર્ધો અંશ. ૭૯
પુત્રી માટે પણ ધર્યો, તેવો ટેક જરૂર;
કુળવંતો વર લાવવા, રેલાવું ધનપૂર! ૮૦
આપે વાત કહી ખરી, હિતની જે નિર્ધાર;

૧ મહાદેવ–શિવ. ૨ કુળાભિમાની માણસો સામાના કુળની ખોડ કાઢવામાં આ દોહરામાં લખ્યા પ્રમાણે બોલેછેઃ 'એનું ઘર તો સારૂં પણ મોસાળ ઊતરતું, મોસાળ સારૂં પણ સાસરૂં નીચામાં, એટલે ઝારી તો સોનાની પણ પૂઠ પડધી પીતળની' ઇત્યાદિ ૩ ફળ–સાર. ૪ વસ્તુ. ૫ પૃથ્વી.

પણ સંશય કુળ પક્ષમાં, ભાસે મને લગાર. ૮૧
તેથી મન નથી માનતું, હા કહેવા આ વાર;"
શુણી એવું નૌતમ વદ્યો, સ્પષ્ટ કરી ઉચ્ચાર. ૮૨

### ચોપાઇ.

નૌતમ કહે, "દીક્ષિતજી દક્ષ, સત્ય વાત કહું છું નિષ્પક્ષ;
કુળમાં ગૌતમ કાચા નથી, ધારામાં ધીંગા સર્વથી. ૮૩
વર મેળવવા મહીં આ મથી, શા કારણથી કહું તે કથી;
નથી ઇચ્છા ગૌતમની અન્ય, ધનથી કુળ સમજે છે ધન્ય. ૮૪
[1]આપ બરાબર ઘર કુળ પક્ષ, મેળવવા જેનો છે લક્ષ,
તે તમથી ઓછો નથી રતી, માનો મ્હારાજા મ્હામતિ." ૮૫
અષ્ટમ પષ્ટમ કરી બહુ રીત, ચળવ્યું દંભી દ્વિજનું ચિત્ત;
પાંચ હજાર તણી પૂરતે, માન્યું તે મોટી મૂરતે। ૮૬
સુત ચાંદલો કર્યો સ્વીકાર, મળ્યો વિવા' નવ લાગી વાર;
નૌતમ ઉત્તમ કરી નિર્ધાર, આવ્યા પુરી ધારા મોઝાર. ૮૭
ગૌતમને ભેટ્યા ધરી ભાવ, કળો બનાવી[2] આપ બનાવ;
એથી હરખ્યો તે ઉર અતિ, ફળી આશ મનમાં જે હતી. ૮૮
પાર્વતી પ્રસન્ન થઇ અત્યંત, કુળ મોટમનો જેને તંત;
પછી માઘ શુદ પંચમી તણું, લગ્ન કર્યું નક્કી શુભ ઘણું. ૮૯
કંકોતરી લખી કુળની રીત, સગાં સ્નેહીઓને ભર પ્રીત;
મંડપ મોટો બાંધ્યો ઘણો, તોડ જોડ નોંખો તે તણો. ૯૦
ધોળાવ્યાં રંગાવ્યાં ધામ, ચિતરાવ્યાં ચિત્રો બહુ ઠામ;
તખ્તા હાંડી ઝુમર અપાર, ટાંગી શોભા કીધ હદપાર. ૯૧
ગણપતિ ઘર બેસાડી કરી, મંડપ મુહૂર્ત કર્યું મન ભરી;
ચોઘડિયાં [3]ચારૂ ચાલતાં-કીધાં, મૂલ માગ્યાં આપતાં. ૯૨
સગાં સહોદર તેડી સર્વ, ઊજવવા માડયું સુખપર્વ;
જમણ ચાલતાં કીધાં સાર, કળી, જલેબી, ને કંસાર. ૯૩
માઘ શુકલ પંચમી રવિવાર, આવી જાન ભરી ઉદ્દગાર;

---

૧ પોતાના બરાબર. ૨ જોડી કાઢી. (મીઠું મરચું ભભરાવી ઉમેરણું કરી પોતે જે કામે નીકળ્યા હતા તેની વાત કહી.) ૩ સુંદર.

તે દિન લગ્ન થયું નિર્ધાર, હર્ષપૂર વહ્યું અપરંપાર. ૯૪
પાર્વતી ગૌતમને તે વાર, સાંપડિયો સાંસારિક સાર;
ભોજ ભૂપ સામંત સમેત, આવ્યો ગૌતમ ઘર ધરી હેત. ૯૫
શોભાની સીમા ત્યાં વળી, આશ [1]દંપતીની ત્યાં ફળી;
મંગળ ગીત ગવાયાં ઘણાં, ધન્ય ભાગ્ય સમજ્યાં બે જણાં. ૯૬
સાત દિવસ રાખી શુભ જાન, કીધું સ્તુત્ય ઘણું સન્માન;
પૂરત પ્રીતે પૂરણ કરી, વળાવી જાન વિનય અતિ ધરી. ૯૭
જશ લીધો જર ખરચી ઘણો, "વાહ! વિવા'તો ગૌતમ તણો!"
એમ વદ્યા નાતીલા સર્વ, તોપણ ગૌતમ ન ધરે ગર્વ. ૯૮
અખાત્રીજનું સુતનું લગ્ન, પદ્મનાથ ઘર થઈ મન મગ્ન
કીધું કોડ ધરી શુભ રીત, અંતરમાં અદકી ધરી પ્રીત. ૯૯
વીતક વીત્યું તેમાં એક, પણ પ્રભુએ વાળ્યું વિષ છેક;
રાતે લગ્ન થયું નિર્ધાર, સુખ પામ્યાં સઘળાં નરનાર. ૧૦૦
દિન બીજે જમવા કંસાર, હતું મુહૂર્ત વરવહુને સાર;
તેવે તાવ તલ તતડે [2]તશો, વરના વપુમાં આવી વસ્યો. ૧૦૧
એથી રંગમાં ભંગજ થયો, જીવ સર્વનો ઊડી ગયો;
ગુણવંતાને બહુ [3]ગોવરૂં, નીકળ્યું દુઃખ વર્ણન શું કરૂં? ૧૦૨
ગૌતમ ઘેલા જેવો થયો, પદ્મનાથ સ્તંભિત થઇ રહ્યો;
વરસાવ્યાં આંસુ રેડતી, પાર્વતી પીડ કહી નવ જતી. ૧૦૩
ન્હાનાં બાળક કેરાં લગ્ન, કરીને નવ થાવું મન મગ્ન;
નથી એ સુખ વાંચ્છિતનો યત્ન, ભવ્ય ભાગ્ય કર્તા પળ [4]ભગ્ન. ૧૦૪
પૂરણ પુણ્યે પડયું પાંશરૂં, ગુણવંતાનું મટયું ગોવરૂં;
શાંતિ થઇ સૌ ઉરમાં એમ, ગત આત્મા આવે ફરી જેમ. ૧૦૫
આગળ વીતક શાં વીતિયાં? જીવી બાળક શું જીતિયાં?
લઘુવય પરણી શું લાઠિયાં? કહીશ હવે મેળી પાટિયાં. ૧૦૫

---

૧ સ્ત્રી પુરૂષ. ૨ તેવો. ૩ ગોબરૂ–સજ્જડ બળિયા. ૪ ભાંગેલું–છેદેલું. (નાનપણમાં લગ્ન કરવાં એ ઇચ્છિત ફળ મેળવવાનો યત્ન નથી, પણ એતો પળમાં સારા ભાગ્યને ભાંગી નાંખનાર છે.)

# અધ્યાય ૪ થો.

## નગરશેઠને ઘેર લગ્નમાં વિઘ્ન.

### સવૈયા એકત્રીશા.

પુત્ર પુત્રી પરણાવી દંપતી, પુલકિત થઇ પામ્યાંજ પ્રમોદ;
હર્ષ સ્પર્શ બહુ વર્ષ નભ્યો નહિ, ગૌતમ ઘરમાં પેઠી [1]ગોદ.
પાર્વતી કહેછે "પ્રીતમ મારા, વહુ છે આડીરાહ અપાર;
રીશ તણું જાળું ડંખીલી, વઢી પડતાં નવ લાગે વાર. ૧
ઉન્મદને અતિ ઉછાંછળી સમ, આળસુ [2]અળવીતરી અત્યંત;
જક ઝાલે, તક તે ન તપાસે, નિજ ધાર્યું કરવાનો તંત;
ગુણવંતાને લેશ ગણે નહિ, સરસ્વતીશું સામી પ્રીત;
ભટકે ભવન પરાયે ભલી વિધ, [3]ભીંતર કોની ન ધરે ભીત. ૨
ચિત ચંચળ જેનું અતિ દીશે, [4]અંચળ શિર નવ રાખે એહ;
લાજ ન લેશ લહે મોટાંની, મદભરી મ્હાલે માતો મેહ;
જૂઠ વિના બીજું નવ જલ્પે, જીભ સવાગજની છે સ્પષ્ટ;
સાચું કહેતાં લેશ સહે નહિ, ખોટાં પાડી કરી દે ખષ્ટ. ૩
હળવેથી દેતાં શીખામણ, મણનું મોં કરી ઊઠે તર્ત;
ધુંધવાતી રાતી થઈ ફરતી, જુએ સકળ સાપણની સર્ત!
વઢી પ્રથમ પછી રડી પડીને, કરે ઓશિયાળાં એ વાર;
સમજુંછું એથી ઉર એવું, નથી વહુને છેક્રામાં સાર. ૪
પણ અણ ચાલે હદ આવે ત્યાં, કહો ક્યમ બોલ્યાવિણ રે'વાય?
દેખત ડોળે ધૂળ ભરે ત્યાં, ક્રોધ કરી કંઈ પણ કહેવાય;
ગઇ કાલે [5]કાળીને મેળે, એની મેળે એ તૈયાર
જવા સજ્જ થઇ રજ પૂછ્યા વિણ, શોભીતા ધરીને શણગાર. ૫
કહ્યું મેં 'આ મેળામાં મોટી, ભીડ થશે અતિશે ભયકાર;

---

૧ અડચણ–ગોદા ચાળવણી. ૨ અટકચાળી. ૩ મનમાં. ૪ વસ્ત્ર. (માથે લૂગડું રાખતી નથી; મતલબ કોઈની લાજ કાઢ્યા વિના મર્યાદા રહિત ફરેછે.) ૫ કાળિકામાતા.

ધીંગાણું મચશે ધમરોળે, ધંમમધંમા થશે અપાર;
નથી ગયાનો ઘાટ આપણો, ઠાઠ નથી ત્યાંનો બહુ ઠીક;
લંપટ લાંઠ લફંગા લોકો, ઘણા ગંઠિયાની છે બીક.' ૬
આ રીત કહ્યું બહુ તોપણ ચિતથી, વાત ન ખસી જવાની નેટ;
સમજીને સરસ્વતી સાથે, મોકલી વાત વિચારી પેટ;
સાયંકાળે સરસ્વતી પાછી ફરી, તવ કહ્યું એને એ વેળ;
'ચાલો ઘર જઇએ ઝટ આપણ, વીતી ગઇ આજે બહુ વેળ.' ૭
પણ નવ માન્યું તંત કરીને, તરછોડી છોડીને છેક;
સખિયો સાથે જવા સજ્જ થઈ, તજીને વહુવારુનો નેક;
દોઢ પ્રહર રાતે દેખાણી, ઉઘડાવ્યું હળવે રહી દ્વાર;
એ'ને કહ્યું 'બહુ વાર થઇ કાં?' ઉચરી મુખ એવો ઉચ્ચાર, ૮
'પિયર ગઈતી' વદિ વહુ એવું, 'ત્યાં જમી કરી આવી આ વાર;
તેથી અટકી રહી હું ત્યાં અતિ, વિશેષ એથી લાગી વાર;'
સરસ્વતીએ પછી કહ્યું 'ભાભી, પિયર તમારે કરી તજવીજ;
પણ પત્તો ત્યાં પણ નવ લાગ્યો,' એ શુણી વહુ ખરી પામી ખીજ. ૯
'હેરાં[1] મારાં તું [2]હેરેછે, વગર કારણે રહી અહિં રોજ;
આપ સમાં ગણશો ન અન્યને, બહુ કીધે ઘટશે નિજ ખોજ !'
મેણાં મસ માર્યાં 'તું હું' કહી, તંનયાને તતડાવી તર્ત;
ઝઘડો ભાભી નણંદનો ઝટ, ઝેર ભર્યો પડિયો મુજ સર્ત. ૧૦
વચમાં પડી સાચી શીખામણ, સંભળાવી વહુને મેં સાર;
રડીને રાતી થઈ બોલી વહુ, 'બે મળી મુજને મારો માર!
સંપ કરી મા દીકરી મુજને, સંતાપો છો અહિં દિન રાત;
જઇશ પિયર કાલે હું મારે, પછી સુખ ભોગવજો ભલિ ભાત !' ૧૧
અંગૂઠી સોનાની એણે, આપ તણી આપેલી કાલ
ખોઈ જોઇ મેં રોઈ એ પછી, નથી ઝઝું કહેવામાં માલ;
તેર વર્ષની ત્રિયાધર્મમાં, આવી દિશે માતેલી મસ્ત;
વધી ઉકરડા પેઠ ઝડપથી, પૂર્ણ પડયે વિધ વિધની વસ્ત. ૧૨
[3]વણછો લાગ્યે જેમ વધે નહિ, ત્યમ સુત રોજ સુકાતો જાય;

---

૧ ગુપ્ત રીતે જોવું તે. ૨ જુવેછે. ૩ ઓળો. (ન્હાના છોડ પાસે મોટું ઝાડ આવેલું હોય છે તો તે પેલા મોટા ઝાડનો ઓળો પડવાથી વધી શકતું નથી. ગુણવંતને વહુનો વણછો લાગ્યો હોય એવી ઉત્પ્રેક્ષા કરેછે.)

એકાદશ વર્ષ તણો છે પણ, ઉમ્મર આઠ તણીજ કળાય;
ખાનપાન દઉં પુષ્ટકારી પણ, દુષ્ટ દૈવ મુજ છે વિપરીત;
ગુણવંતો કાંગડુ કણ છે હજી, સમજે નહિ સંસારી પ્રીત! ૧૩
મૂષક મનીને જોઈ ટકે નહિ, તેમ તનુજ દેખી નિજ [1]દાર,
દોટ મૂકી દોડે ઘરથી ત્યાં, કેમ પડે ભામાપર ભાર?
લેખું એનું લેશ ગણે નહિ, ભેળાં કદિ મ્હાભાગ્યે થાય;
છીંકારો છાકેલી કરે તવ, હબકી સુત આઘો થઈ જાય!! ૧૪
આ રીતે વીતે દુખ દહાડી, કહ્યું મેં આપ સમીપ બહુ વાર;
છછણે છે છાતી મારી પ્રિય, નભશે કયમ સુતનો સંસાર!
વેવાઇ વેવાણની આગળ, વદું શાં વેણ વિશેષ પ્રકાર?
વહુએ વાત વધારી કહીને, વેર વધાર્યું છે નિર્ધાર. ૧૫
સુતા સરસ્વતી શોક સિંધુમાં, ડૂબેલી મુજને દેખાય;
ખેદ ઊંડો કે રોગ ભૂંડો છે, તેથી પેટ ભરી નવ ખાય;
મ્લાન[2] મુખ દીશે છે એનું, જેનું કારણ કંઈ ન કળાય;
આપ્યુંછું સુખ મન માન્યું પણ, ઉરથી એ અદકી અકળાય. ૧૬
ત્રણ આણાં જઇ આવી સાસરે, ત્રણ ભવનું દુખ દીઠું ત્યાંહિ;
સાસુ નણંદ શિકોતરીઓએ, પેટ પાણી પડવા દીધ નાહિ;
સહનશીળ છે સુતા આપણી, તાપલી દુખનીથી તપી તેહ;
[3]વટમાં રહી વદી નવ અહિં કશુએ, પણ દુર્બળ દીઠી બહુ દેહ. ૧૭
ચર્ચા એના ઘરની સઘળી, ચારૂમતિએ લખી હતી અત્ર;
દેવરામની દીકરી મોટી, જે પરણેલી છે પ્રિય તત્ર;
માસ નવથી આણું નવ આવ્યું, કારણ એનું શું કહેવાય;
દહાડે પાડે થઈ દીકરી, રાખંતાં અહિં મન લજવાય. ૧૮
પુત્રપુત્રીની પીડે મારા, પિંડ વિષે અકળામણ છેક,
વધી છે ઉભરો ક્યાં હું કાઢું, દેખું દુખ વધતું અક્કેક;
કરે છૂટકો કર્ત્તા જો કદિ, માનું હું મોટો આભાર;"
વદી ગૌતમ ગેહીની એવું પછી, વર્ષાવી દગથી જળધાર. ૧૯

---

[1] સ્ત્રી-વહુ. [2] ઝાંખું-કરમાયલું. [3] મર્યાદામાં, ટેકમાં.

## ચોપાઈ.

વનિતાથી ગૃહ દુઃખ સાંભળી, ગૌતમરામ વધ્યો કળકળી;
"હાથ કર્યા હૈયે વાગિયાં, વાવ્યાં તેવાં ફળ લાગિયાં. ૨૦
આક વાવી આંબાની આશ, રાખીશ નહિ વળગી વિશ્વાસ;
કૌચ વાવી ફળવા કેવડો, લોભ ન રાખ આહીં એવડો! ૨૧
લઘુવય લગ્ન લહાવનું બીજ વાવી, સંતતિ સુખ નક્કીજ
ઈચ્છિશ નહિ એ રીતે અરે, જોજે દૈવ હવે શું કરે! ૨૨
[1]અંકુર બીજતણાં દેખીને, બીએછ કયમ મન દુખ લેખીને?!
વૃક્ષ થશે ફળ ફળશે યદા, જીવીશ તો જોઈશ તું કદા! ૨૩
સુત વિદ્યા ભણવાપર લક્ષ, રાખે નવ યત્ન કરૂં લક્ષ;
સુતાભ્યાસ[2] કાચો બહુ રહ્યો, કરાવેલ જળપૂરમાં વહ્યો! ૨૪
આટો ખાવો ભસવું જેમ, પરણ્યા પછી સુધરવું તેમ;
માટે ઊનું ખાતાં મુખ, દાઝે તેનું ન ધરો દુઃખ!" ૨૫
આમ દંપતી દુઃખની વાત, કરેછ એવે મ્હાઉત્પાત
થયો પોળમાં વળિયો રોળ, ઘર ઘર સૌ મન પેઠો ધોળ. ૨૬
કળાપીટ ઓચિંતી હવી, વાત નીપજી વિપરીત નવી;
ઓચિંતું શુણીને આક્રંદ, માનવી મન પડિયાં ઝટ મંદ. ૨૭
ગૌતમ પાર્વતી શુણી પોકાર, ધોંસ ભર્યા ધસિયાં ઘરમ્હાર;
નગરશેઠ કેરે આંગણે, ગજબ રેલિયો સૌ ઉર હણે. ૨૮
વિવિધ વાત ચર્ચે નરનાર, જેવો જે ઉરનો ઉદ્ગાર;
એક કહે 'રૂઠ્યા બહુ રામ, થયું વડું વિપરીત એ કામ.' ૨૯
બીજો કહે 'દૈવનો કોપ, ફનાકારી આ ફૂટી તોપ!'
કહે ત્રીજો 'વ્યાપ્યો કળિ ક્રૂર, અન્યા' આવો હવો જરૂર.' ૩૦
ચોથો કહે 'ચોરીમાં ખરે, રંડાપો રેલ્યો અહિં અરે!'
કહે પાંચમો "દાટ્યા ભૂલે, લખ્યા ન ભૂલે' જન શું ફૂલે!' ૩૧
લલના લોચન ભરી કહે એક, 'બગડ્યું છોકરી કેરૂં છેક;'
બીજી કહે 'બાઇ! કાળો કેર, વર્ત્તાણો વિમળશા ઘેર.' ૩૨

૧ ફણગો. ૨ છોકરીનો અભ્યાસ. (સુતા+અભ્યાસ.)

ત્રીજી કહે 'સખી! આ સંસાર, કન્યા કેમ ઉતરશે પાર;'
ચોથી કહે 'વિમળા સુખ સર્વ, ધૂળ મળ્યાં પરવાર્યાં પર્વ!' ૩૩
પાંચમી કહે 'પૂર્વેનાં પાપ, ઉદય થયાં જે ક્ષીણ અમાપ;'
છઠ્ઠી કહે 'છઠ્ઠીના લેખ, મટે ન એમાં નહિ મીનમેખ.' ૩૪
વધો એક 'પ્હેલા પ્હોરમાં, વાત શુણી સોરા સોરમાં;
વરનો પત્તો ખાતો નથી, થાક્યાં માણુસ મસ અહિં મથી.' ૩૫
બીજો કહે 'અરે શું કહું, ગૂમ થયો વર જાણી સહૂ,
ખોળ કરી ખાંતે સૌ વળ્યું, બીજો પ્હોર વીત્યો ના વળ્યું.' ૩૬
ત્રીજો કહે 'તળ ઉપર થતાં, પ્રહર ત્રીજો તજવીજમાં જતાં
વર મુડદું મળિયું વાવમાં, દુષ્ટે કાર્ય કર્યું દાવમાં.' ૩૭
ચોથો કહે 'ચંથો શું વાત! થઈ ઘરેણાં માટે ઘાત!!
લાલચથી લાખેણો પ્રાણ, લીધો કો લુચ્ચે નિર્વાણ.' ૩૮
કહે પાંચમો 'શિવ શિવ અરે! બાળા પાંચ વરસની વરે
રદ કરી કર આપી ગઈ રાત, ભવ બાધો ઉપજાવી [1]અશાત!' ૩૯
આમ લોક ચર્ચા થાયછે, ત્રાહિ! ત્રાહિ! ત્યાં વર્ત્તાય છે;
વિમળ શેઠ માથું કૂટતો, ઉર જેને અગ્નિ ઊઠતો. ૪૦
વિમળા વિવિધ કરેછ વિલાપ, 'પ્રગટ્યાં કિયા જનમનાં પાપ!'
જટિયાં વીંખે ને ભૂ પડે, ધડ જેનું દુઃખથી નથી ઘડે. ૪૧
વર્ધમાન વર કેરો બાપ, 'હાય! હાય! ઓ મારા બાપ!!!'
કરી પોકાર કરે કલેશનો, કહે 'સુત ડાઘ દીધો મેશનો!' ૪૨
સગાં સાગવાંનો દુખ શોર, શુણી વર્ષે આંખે જળઓર;
કરુણા જળ [2]અર્ણવ રેલિયો, શોક સિંધુ સઘળે ફેલિયો. ૪૩

## દોહરા.

પેરપેરની વાતથી કેરનું કારણ માત્ર
સમજાવ્યું સંકેતમાં, મુઓ શેઠ [3]જામાત્ર. ૪૪
વિમળશાહ વ્હેવારિયો, વડો દેશ વિખ્યાત,

૧ પીડા–દુઃખ. (શાતા નહિ તે.) ૨ સમુદ્ર. ૩ જામાતા–જમાઇ.

[1]આડત જેની અવનિમાં, બારતમાં ભલી બાત. ૪૫
ધારાનો ધનવાન તે, નગર શેઠ નિર્ધાર,
હુંડી વસ્તી વન વિષે, જેની થાય સ્વીકાર. ૪૬
સંતતિ માંહિ સુતા હતી. મોંઘી એકની એક;
સાત વાંઝિયા બારની, ગણતો સુત સમ નેક. ૪૭
દશ [2]પંચોળે દીકરી, દીઠી પ્રગટી દૃષ્ટ;
આનંદી એથી અતિ, ગણતો શુભ અદૃષ્ટ. ૪૮
વિમળ અને વિમળા મળી, વિવાહનો સંકેત
લ્હાવો લેવા ઝટ કર્યો, આણી સુતાપર હેત. ૪૯
"અરે વૃદ્ધ વય આપણું, નથી પળનો નિર્ધાર;
પુત્રીને પરણાવીને, સુખ લઈએ સંસાર. ૫૦
અલખત આપણી છે ધણી, ધણી તેનો નથી કોઈ;
જમાઈ ઝટપટ મેળવી, જઈએ સુખ અહિં જોઇ. ૫૧
સુતા જમાઇનું જોડલું, રમતું જમતું ઘેર,
જોવામાં ખુબીછે ખરી, એ સુખ મોટું મેર" ૫૨
આમ અનેક વિચાર કરી, કરી ત્વરા તે વેળ;
સાત વર્ષના વર થકી, મેળવિયો ઝટ મેળ. ૫૩
સમારંભ કીધો ઘણો, લગ્ન તણો અતિ સાર,
મંડપ મોટો બાંધીને, રંગી રૂડાં દ્વાર. ૫૪
કોડે લખી કંકોતરી, દેશ વિદેશ અપાર;
નોંતરિયા નૃપ લગ્નમાં, સહિત સુબા સરદાર. ૫૫
વૈશાખી પૂનમ તણું, કર્યું સુતાનું લગ્ન;
વદ પડવે હદ વળી ગઇ, રદ થયું સુખ થઇ ભગ્ન! ૫૬
અલંકાર અધ લાખના, વર વપુ પરના જોઇ,
ચળ્યું ચિત કો ચાંડાળનું, પાપી નજર પટ પ્રોઈ. ૫૭
લલચાવીને લઈ ગયો, પુરથી દૂર એકાંત;

[1] આડત–માત્ર જેના નામથી પણ લેવડ દેવડ ચાલે એવી શાખ.
[2] પચાશ વર્ષે.

ક્રૂર કર્મ કર્યું કારમું, નિર્દય થઈ નિર્ભ્રાંત. ૫૮
ડૂચો દાબીને મુખે, ટોટો પીશી તત્ત,
લીધ ઘરેણું ગંઠિયે, પ્રાણ હરી એક સત્ત. ૫૯
કાન તોડી કડી વીંટલા, કાઢી લીધા ક્રૂર;
શિશુ હણવા શઠ લોભિયે, રે શું જણવ્યું શૂર ! ૬૦
ગોટો પોટો કરી પછી, બાંધી બહુવિધ બંધ,
અવડ વાવમાં નાખિયો, કાલો વર ધરી કંધ ! ૬૧
પડેલ પ્હેલા પ્હોરનો, જડયોજ ત્રીજે પ્હોર;
શબ વરનું મળ્યું વાવથી, થયો શહેરમાં શોર. ૬૨
ઉલટી મોટી મેદની, ધસ્યાં મનુષનાં [1]વૃંદ;
સાસુ સસરો ઝટ ગયાં, કરતાં અતિ આક્રંદ. ૬૩
વર્ધમાન વિહ્વળ થતો, દોડયો દેતો દોટ,
કહેતો મુખ 'હો દીકરા! ખરી ખવાડી ખોટ !!' ૬૪
જમાઈ ભૂંડા હાલથી, મુઓ બાળી એ વાર,
વિમળા ઊભેથી પડી, ન ખમાયે નિર્ધાર. ૬૫
આવી પાછી શુદ્ધિમાં, કરે રૂદન અતિ [2]ગાઢ;
"પ્રભુ તેં પલંગ સુવાડીને, પાડયો ઉપર પહાડ ! ૬૬

## રાગ પરજ.

"પ્હાડ કીડી પર પાડયો રે, [3]દોર ડાળે[4] ધરી વાઢયો; ટેક.
હાય દૈવ આ તેં શું કીધું, દીધું અમુલક રત્ન;
લીધું ઝટ ઝડપી જમ હાથે, બાળનું શું કરી જત્ન? પ્હાડ૦ ૧
સુખડી સાત વાનીની આપી, હું ભૂખડીને સઘ,
કોળિયો ભરતાં માંહિ ઉડાવી, ટળવળું ભૂખે અઘ. પ્હાડ૦ ૨
ઉજળો દિવસ દર્શાવ્યો તેં હરિ, સોનાનો પ્રગટી સૂર;
દુખવાદળ દમ દોટ ચઢાવી, કેમ થયો ઝટ ક્રૂર ? પ્હાડ૦ ૩
આશ હતી ઉરમાં અતિ મીઠી, અમર મને હો ઇશ !

---

૧ ટોળાં. ૨ ઘણું-(લાંબેસ્વરે) ૩ લગ્નરૂપી દોર, બીજો અર્થે વર. ૪ પરણનારી પુત્રી રૂપી ડાળ.

ત્રાસ દઇને નિરાશ કરી ઝટ, દઈ આ દુખનું વિષ !! પ્હાડ૦ ૪
ગઈ કાલે ઘર ગીત ગવાયાં, ઉછળ્યો અતિ આનંદ;
હાય પીટ થાયે આજે મન સૌનાં પડિયાં મંદ. પ્હાડ૦ ૫
લાડકી મારી લેશ ન જાણે, પરણવું તે શા માટ;
રંડાવી પળ માત્ર મહીં ઓ દૈવ! શો વાળ્યો દાટ ! પ્હાડ૦ ૬
કાલો વ્હાલો બનેલ કનૈયો, કોડામણો સુકુમાર;
મૂરતિયો મનગમતો તેનો, આજ વળ્યો સંહાર ! પ્હાડ૦ ૭
જે મુખ જોઇ મોહી મનમાં અતિ, પૂર્ણ હું પામી પ્રમોદ,
તે મુખ જોઈ રોઇ મન હું છળું, હરિ આ શો તુજ ક્રોધ? પ્હાડ૦ ૮
રૂપ રસિક રઢિયાળું અનુપમ, જોઇ હું તૃપ્ત ન થાઊં;
વિરૂપ ગજબ ગુજરેલું જોઈ હું, ચિતથી ચમકી જાઊં!!! પ્હાડ૦ ૯
હાથ ઝલાવી કરી ઓશિયાળી, સુતા સલૂણી સાર;
અલબેલી કાલી ઘેલીના, મુખમાં ધરી અંગાર!! પ્હાડ૦ ૧૦
સુખ દુખ છે સમતોલે જેને, એવી અજાણી બાળ,
ભવિષ્ય તેને ભડકો ઉઠાડ્યો, કહેવાઈ પરમ કૃપાળ! પ્હાડ૦ ૧૧
હાય દૈવ! દુહિતા દુખ દેખી, દેહ ટકે કયમ પ્રાણ?
ગોઝારી હું છું પરવારી, કાઢ સુખ મુજ ધાણ !! પ્હાડ૦ ૧૨
વજ્રની છાતી રાતી થઇ પણ, ફાટી ન જૂદી થાય;
માર સુદર્શન મ્હેર કરી, જીવ ઝખ મારતો આ જાય! પ્હાડ૦ ૧૩
જમ કરતાં પણ જુલમી જનથી, જમાઇ હણાવ્યો આમ;
કાળથી ક્રૂર કરમ કર્યું જેણે, દીધો દિલમાં ડામ !! પ્હાડ૦ ૧૪
રદ થાવાનો રાગો જોગો, કયમ મેળવિયો આમ?
વિષ અમૃત રૂપે આપી પ્રભુ, મૃતવત્ કીધ તમામ. પ્હાડ૦” ૧૫-૮૧

## દોહરા.

શુણી વિલાપ વિમળા તણો, [૧]દિનકર થઈ દિલગીર,
ફીકો પડી ફકીરી ધરી, ગયો [૨]મહોદધિ તીર ! ૮૨

---

૧ સૂર્ય. ૨ મહાસાગર. (સાયંકાળે આથમતા સૂર્ય ઉપરની આ દોહરામાં ઉત્પ્રેક્ષા કીધી છે. તેમજ એ વખતે ઘેરાં વાદળથી પૃથ્વી આ-

[1]વસુધાને વૈરાગ્ય બહુ, પ્રગટ્યું આજ અભંગ,
[2]અંબર ભગવું ઓઢીને, ધાર્યો જોગણી ઢંગ! ૮૩
જોવો પડે [3]ઝમેર આ, તેથી [4]હિમાંશુ આજ,
બે ઘડી મોડો ઊગિયો, દિલ ધરી દુઃસહ દાઝ! ૮૪
મેદિની માણસ માત્રની, શિથિળ થઈ ગઈ ગાત્ર;
શોક સિંધુમાં ડૂબિયાં, મળેલ માનવ માત્ર. ૮૫
કડકા થાયે કાળજું, એવી કથા ભરી કલેશ,
અટકાવું કર્યી આટલી, લાભ ન જેમાં લેશ. ૮૬
સાર ગ્રહણ કરવા સરસ, પળવા સુખકર પંથ.
અસાર બાળ વિવાહનો, દાખ્યો દુખકર પંથ. ૮૭
કાળો પડદો કલેશની વાત ઉપર ધરી સઘ,
મૂળ કથા કરૂં ચાલતી, શુણજો શ્રોતા અઘ. ૮૮

## ચોપાઈ.

ગૌતમ કહે ઘરણીને "અરે, કાળો કેર થયો આ ખરે!
કારણ એનું શું તેં કળ્યું, ફળ એ બાળલગનનું ફળ્યું. ૮૯
અહો આપણાં મોટાં ભાગ્ય, પ્રગટેલી ચોરીમાં આગ
બુઝાઈ ઝટ સુકૃત કો ફળે, હતી આપણી આવી વલે! ૯૦
ગોબરૂં ગુણવંતાને હતું, નિપજત એમાં કંઈ પણ નવું;
પણ પણ રાખ્યું પ્રભુએ સઘ, વળી જાત નહિતો દુખ હદ્દ. ૯૧
શૂળી વિઘ્ન કાંટાથી સર્યું, તોપણ દુખ છે [5]ભવમાં ભર્યું;
તેનું કારણ બાળવિવાહ, બાળે [6]ભવ બાધો દઈ દાહ. ૯૨
અનુભવ તેનો તુજ થાય છે, અલ્પમાંહિ અકળાઈ જાય છે;
હજી નિપજશે આગળ કશું, વિખ ભાવ્યા ભોજનમાં વસ્યું! ૯૩

---

આચ્છાદિત થઈ હતી, તે ઉપર ૮૩ માં દોહરાની ઉત્પ્રેક્ષા કીધી છે. પડવો હતો, એથી ચંદ્ર બે ઘડી મોડો ઊગ્યો; એ ઉપર ૮૪ મા દોહરાની ઉત્પ્રેક્ષા કીધી છે)

૧ પૃથ્વી. ૨ લૂગડું. ૩ જુલમ. ૪ ચંદ્ર. (હિમ-ઠંડાં+અંશુ-કિરણ.) ૫ સંસાર. ૬ જન્મારો.

જીવીશ ઝાઝું તો તું દષ્ટ, લાભ હાનિ દેખીશ નિજ દષ્ટ;
નહિતો સંતતિને તો નકી, ભોગવવાનું છે તુજ થકી !! ૯૪
લ્હાવો લેવાની લાલચે, માતપિતા પુલકિત થઈ મચે;
રચે લગ્ન લઘુવય બાળનાં, પણ એ પગરણ છે આળનાં." ૯૫
ગૌતમ સ્ત્રીશું વાત વિવેક, કરેછ તવ આવી જન એક
કહે "ઉઠો ઝટ આણી વાર, ચાલો ચટપટ ન કરો વાર. ૯૬
પદ્મનાથને નથી પાંશરૂં, આવ્યું ઓચિંતું ફેફરૂં;"
શુણી આ'વું ગૌતમ પાર્વતી, દોડ્યાં ઝટ ગરવી કરી ગતિ. ૯૭
પ્હોંચ્યાં વેવાઈ ઘર યદા, પોકરાણ શુણિયું ત્યાં તદા;
જોયું તો વેવાઇનો પ્રાણ, પામેલો દીઠો નિર્વાણ. ૯૮
જે વેવાઇની હતી મન ઓથ, દેખી તેની દુખકર લોથ,
પાર્વતી ઉછળી લે [1]છાજિયાં,'સુતને સુખ જરિ નવ [2]છાજિયાં !' ૯૯
રડારોળ ચાલી ત્યાં રહ્યો, ક્લેશ ન જાગે મુખથી કહ્યો;
મરણ વિધિ કરિ ઝટ તે ઠોર, શ્મશાન શબ લીધું કરી શોર. ૧૦૦
દહન ક્રિયા કરી થઈ દિલગીર, આવ્યા જન [3]તટિનીને તીર;
સ્નાન કરી કરીને ખર્ખરો, ખાળ્યો ખેદ ખચિત જે ખરો. ૧૦૧
દેખંતાંમાં દિન દશ ગયા, સગાં સ્નેહી તત્પર સૌ થયાં;
દિવસ પાણી કરવાને કામ, નોતરી નાત રાખવા નામ. ૧૦૨
કર્યો ન્યાતમેળો ભલી ભાત, ફરતા ફરતી કરી ત્રણ નાત;
લ્હાણું લાહ્યું દઈ દક્ષણા, જશ લીધો જેમાં નહિ મણા. ૧૦૩
કારજ પાણી પૂરૂં થયું, પછી સૌ સૌકેરે ઘર ગયું;
પડી તેહને જાણો પીડ, ભાગ્યું જેનું ત્યાં રહી ભીડ. ૧૦૪

---

૧ છાતીએ હાથ અફાળી કૂટવું તે. ૨ ટકયાં. ૩ નદી.

# अध्याय ५ मो.

## સરસ્વતી ને ભદ્રાની ગોઠડી.

### ચોપાયાની દેશી.

એક દિવસ એકાંત મેડીમાં અશાંત ઉરથી આપે,
સરસ્વતી બેઠી અતિ શોકે, દિલનું દુખ બહુ વ્યાપે. ૧
પાણી પામ્યા વિણુની [૧]કદળી, પીળી પડિ કરમાએ,
પ્રેમ પાણી પતિનું નવ મળવે, હતી એ એહ દશાએ. ૨
દિવેલ વિણ દીવો થઈ ઝાંખો, તેજ રહિત થઈ જાએ;
નાથ સ્નેહ વિણ દેહ દીપ, એવો એનો દેખાએ. ૩
શિશિર માંહિ [૨]દવ પડવે [૩]કુમુદની, કૃશ થઈ જયમ વિખરાએ,
પદ્મિની એ સાસરી દુખ શોષે, દગ્ધ વિવર્ણ જણાએ. ૪
ઉષ્ણ શ્વાસ અકળામણનો [૪]અરવિંદમુખી ત્યાં નાંખે;
રક્ત નેત્ર આંસુ ભીંજેલાં, નવ જરિ અહિં તહિં ઝાંખે. ૫
એકતાર દુખ વિચારમાં થઈ, ભાસે ચયલી ઢગલી;
જાણે પારધી જાળ પડેલી, ન હોય શું [૫]મૃદુ મૃગલી! ૬
દશા આંખીમાં દીઠી આવતાં, ભદ્રા સખીએ એને;
જન્મ થકી જળ દૂધ સરીખો, સ્નેહ હતો એ બેને. ૭
"બે'ની કયમ છે આમ! આજ તુજ, આવી હું તુજ પાસે;
પણ નહિ પલક હલાવી પેખે, જડ પૂતળીવત્ ભાસે. ૮
ઘણે માસ આવી તુજ મળવા, કયમ નવ મુખ મલકાવે?
દશા આંખીમાં કયમ દીશેછે? આંસુ [૬]દૃગ ઢળકાવે. ૯
હું મળતી તુજને ત્યારે તું, હર્ષ પૂર ઉભરાતી;
દોટ દઈ મુજ કંઠ વળગતી, ખુશી મનમાં નવ માતી." ૧૦
સખીના સ્નેહ ભર્યા શબ્દો શુણી, સરસ્વતી સજ થઇને
આંખ [૭]લોહી ઝટ આદર આપ્યો, ભેટી પાસે જઈને. ૧૧

---

૧ કેળ. ૨ હિમ-ઠાર. ૩ પોઈણી. ૪ કમળવદની. (અરવિંદ-કમળ.)
૫ કોમળ. ૬ આંખે. ૭ લૂછી નાખીને.

ઉપરથી હસતું મુખ રાખી, પૂછી ખબરો પ્રીતે;
"બે'ની બહુ દા'ડે તું આવી, પૂર્ણ વર્ષ એક વીતે. ૧૨
તુજ વિણ ગમતું ન હતું મુજને, એથી અધિક ઉદાસી,
પ્રગટી'તી તેમાં પર પીડા, પોતે પ્રગટ પ્રકાશી. ૧૩
વિમળશેઠની ચંદ્રા ચટ લઈ, ચોરી ચઢીને રાંડી;
પદ્મનાથ વેવાઈ દેહ અહિં, ગયા પલકમાં છાંડી! ૧૪
સુજનસિંહની સાત વર્ષની, દીકરી દેવળદેનો
વર અપંગ બનિયો બળિયાથી, બળ્યો બધો ભવ એનો! ૧૫
આવા બહુ ઉત્પાત સ્મરણ, એકાંત આજ સખી મુજને
થઈને ઉદાસ કરી બહુ શું કહું, તારવી બેની તુજને. ૧૬
આજ મળ્યે તું મન બહુ હરખ્યું, ઉદાસી થઇ ગઇ અળગી;
વ્યાધિ તુજ વિયોગે વ્હાલી, હતી અંતરમાં વળગી. ૧૭
કહે કંથને કયમ છે બેની, બેની વૃત્તિ એક છેની?
જુવતીનું જોબન છે જીવન, પ્રીતિ જોઈએ જેની." ૧૮
પ્રશ્ન તણો ઉત્તર પુલકિત થઇ, સખીને ભદ્રા આપે;
સ્વામીનું સુખ સ્મરણ થતાં, લાલી મુખ પર શુભ વ્યાપે. ૧૯
"બેની! બહુ સુખ છે સ્વામીનું, મુજને કહું શું તુજને?
સ્નેહ તણા સાગરછે નાગર, બોલાવે હસી મુજને, ૨૦
નયન નેહથી ભરિયાં નરખું, હરખું મુખ જોઈ હસતું;
વિનોદ વ્હાલ વધારી કરે નિત, વદન વિલાસી [1]વિલસતું. ૨૧
દુર્લભ વસ્તુ સુલભ છે મુજને, વલ્લભ કેરી કૃપાથી;
[2]નવાઇની નથી [3]નવાઈ મારે, નથી હું ઊણી કશાથી. ૨૨
'વ્હાલી' કહી વાલમ બોલાવે, અધિક ઉમળકો આણી;
કેલી કલોલ કરી રીઝાવે, વદી અમૃતવત્ વાણી. ૨૩
સતાર લઈ સંગીત ગવરાવે, સ્વર પૂરી સુખ આપે;
અથવા શીખવવા નવું મુજને, રાગ નવીન આલાપે. ૨૪

૧ શોભતું. ૨ નવાઈની વસ્તુ. ૩ આશ્ચર્ય. (મારે નવાઈની વસ્તુની કશી નવાઈ નથી-મતલબ મને જે જોઈએ તે મનવાંછિત મળ્યુંજાયછે.)

વય બત્રીશ વર્ષ તણી મધ્યે, બત્રીશ લક્ષણ [1]પ્હેલાં
વપુમાં વર્ષથી આગળ વધીને, આવી વસિયાં વ્હેલાં. ૨૫
સોળ કળા સંપૂર્ણ થવા હું, સોળ વરસની માંહે,
નાથ નવીન [2]તરતીબ કરે અતિ ટેક ધરીને ત્યાંહે. ૨૬
જીવ એક બેનો જોડાણો, વપુ બે જોવા માત્ર;
પળ છૂટાં પડવું મુજ ન ગમે, પતિ છે પ્રેમનું પાત્ર. ૨૭
આવીછું અહિં પણ જીવ છે તહિં, શું કહું સૌ વિસ્તારી?
તુજ લીધે પતિ વિરહ તણી પળ, ગમન થશે સખી મારી." ૨૮

### દોહરા.

સખી મુખ સુખ શબ્દો શુણી, સરસ્વતી દુખ અંગાર,
ધીકયા ઘૃત ઘટ જ્યમ ઢળે, અગ્નિમાં એ વાર! ૨૯
નાખ્યો મ્હાનિઃશ્વાસ તવ, નયણે ભરીને નીર;
સ્તંભિત મૂર્છિત થઈ ગઈ, વાગ્યે વિરહનું તીર! ૩૦
વિષ વ્યાપ્યું કો કારમું, કે કરડયો [3]વિષદંત,
તેમ શિથિળ પડી સુંદરી, સમીપ હોય જ્યમ અંત! ૩૧
દેખી અચાનક દુર્દશા, ભદ્રા થઇ ભયભીત;
'અકસ્માત આ શું થયું,' એમ વિચારે ચિત્ત. ૩૨
શ્વાસ ભરી ઉઠી ઝડપથી, ભરી લાવી જળ જામ;
ખોળે મસ્તક લેઈને, છાંટયું ધરીને હામ. ૩૩
ખસનો પંખો ભીંજવી, ઢોળ્યો સુખદ [4]સમીર;
હોઠ ભીંજાવી ભાવથી, ગળે ઉતાર્યું નીર. ૩૪
સુખદ સરભરા એક ઘડી, કીધી સખીની આમ;
સળવળી આંખ ઉઘાડી તવ, આવી સખીને હામ. ૩૫
"આમ શું છે દુખ અંતરે, હો સખી મુજ સત્પાત્ર!

---

૧ પેહેલેથીજ. શરીરમાં બત્રીશે લક્ષણ બત્રીશ વર્ષની ઉમર થતાં પેહેલાં આવી વસ્યાં છે. વય કરતાં લક્ષણ આગળ વધ્યાં છે—ઇ.)
૨ સારી ગોઠવણ. (હું સોળ વર્ષમાં સોળે કળા સંપૂર્ણ થાઉં, માટે મારા પતિ નવી નવી યોજનાઓ કરેછે) ૩ સર્પ. ૪ વાયુ.

મુજ સુખ શુણતાં શાથી તુજ, ગયાં શિથિળ થઇ ગાત્ર !! ૩૬
[1]ક્ષુધિત સમીપ ભોજન તણું, વર્ણન કરતાં વાર,
[2]ક્ષુભિત બને જ્યમ તેમ તુંજ, નિરખી મેં નિર્ધાર. ૩૭
ભીંતર દુખ અતિ ભારી છે, નથી એમાં સંદેહ;
[3]મુગ્ધા દુગ્ધામાં પડી, દગ્ધ દિશે તુજ દેહ. ૩૮
પંદર વર્ષની પદ્મની, જોબન રતમાં આજ,
દીશેછે ડોસી સમી, કળા વિહીન કુણ કાજ ? ૩૯
બ્હાનાં બાહરનાં કહ્યાં, દિલ દુખનાં સખી સોય;
માનું ક્યમ [4]ઉષ્ણોદકે, આગ અચિંતી હોય ? ૪૦
કીડી ચટકે કોઇ દિન, ચઢે ન વિષ વપુમાંહિ;
બાવળ શૂળે બરછીની, થાય બરાબરી નાહિ. ૪૧
માટે સખી સાવધ થઈ, કથ કાળજ દુખ સ્પષ્ટ;
ઘટમાં ઘૂંટી રાખતાં, ટળે ન કદિએ કષ્ટ. ૪૨
અંતરાય કો વાતનો, મુજશું હે સાહેલી !
નથી રાખ્યો પણ આજ તેં, ઠગીને ઢૂંઢે ઢેલી. ૪૩
[5]આપ્તસ્નેહી આગળ સદા, સુખ દુખ કથવું સઘ;
જો મેં મુજ સુખ તુજ સમીપ, કહ્યું યથાસ્થિત અઘ. ૪૪
દેવું, લેવું, ગુંજની કહેવી, શુણવી વાત,
જમાડવું, જમવું છ એ, સ્નેહ ચિન્હ ભલી ભાત. ૪૫
આજ ચિન્હ જૂદું દીઠું, તુજમાં વ્હાલી બેન;
પ્રેમ નેમ કયમ પાલટયો, ખરે શું વળગ્યું ખેન[6] ! ૪૬
અંતરમાં અકળાઇને, ઉભરો ઉર રાખીશ,
શમશે દુખ નહિ એથી પણ, વધશે દુખ દિનનિશ. ૪૭
સ્નેહ પાત્રમાં ઠાલવે, થાય ઠીક સુખ બેન;
ઉરનો ઉભરો નીકળ્યે, ચિતમાં પડશે ચેન. ૪૮
જો હું તુજ સખી સ્નેહનું ગણુતી હોય સત્પાત્ર,

૧ ભૂખ્યું. ૨ આતુર–ગભરાયલું. ૩ જેને જુવાની ફૂટતી અથવા નવી ફૂટલી છે એવી સ્ત્રી. ૪ ઊનું પાણી. ૫ સગું, વિશ્વાસુ. ૬ નડતર–પીડા.

તો ઉભરો ઠાલવ, ન [1]લવ, ત્યાગી સંશય માત્ર." ૪૯
સાહચરનાં શુણી વેણુ તે, સરસ્વતી ધરી ધીર,
સ્થિર થઇ ઉભરો ઠાલવે, લૂછી લોચન નીર. ૫૦

**રાગ વિવેક વણઝારાનો.**

"દિલનું દુઃખ હું શું કથું, સખી મારીરે;
ભવ આ મુજ દુઃખ ભરેલ, કહું શું વિસ્તારીરે.
વૃથા જન્મ મેં અહિં ધર્યો, સખી૦
અનુભવવા કૃત્ય કરેલ. કહું૦ ૧
પાપ ઉદે થયાં પૂર્વનાં, સખી૦
દુઃખઘન ગગડયો મુજ ભાગ્ય; કહું૦
બીજ બુરાં બહુ વાવિયાં, સખી૦
ઊગ્યા વિષ અંકુર સુખ જાગ્ય. કહું૦ ૨
આશા ઉમેદની હું ભરી, સખી૦
ભાસે ભાવીમાં ભડકો ભવ્ય; કહું૦
સુખની અભિલાષા ઘણી, સખી૦
સરખો નથી રસ્તો [2]સવ્ય. કહું૦ ૩
મણિપર્વત મેં માનિયો, સખી૦
પાસે જઇને પેખ્યો દવ દષ્ટ; કહું૦
અમૃત જળ જે ધારિયું, સખી૦
પીધે પરમ હું પામી કષ્ટ. કહું૦ ૪
સુખ તુજને તે મુજ નથી, સખી૦
ઉલટું એથી દુઃખ દીઠ; કહું૦
સાસરી ભારી દુખ ભરી, સખી૦
આણાં ત્રણમાં દીઠ [3]અંગીઠ. કહું૦ ૫
સાસુ શૂળી સરખી મળી, સખી૦

---

૧ લવારો કર. (તો ખરો ઉભરો ઠાલવ--જે ખરૂં હોય તે કહે, લવારો ન કર.) ૨ સઘળું. ૩ અંગીઠી (સોનીની ધાતુ ગાળવા તપાવવાની સગડી, પોંખ પાડવા માટે ખાડો ખોદી દેવતા સળગાવેછે તે.)

નણુદલ વિષમૂળી નેટ; કહું૦
પળ કળ વળવા દે નહિ, સખી૦
પાણી પડવા નવ દે પેટ. કહું૦ ૬
ગજબ અજબ ગૂજારવા, સખી૦
મજા ઉપરાંત આપે કામ; કહું૦
વાંધા વિવિધ કાઢી વઢે, સખી૦
ગાળ આપી દે દિલ ડામ! કહું૦ ૭
વિધવા નણંદ બાળરંડ છે, સખી૦
જે જમદંડથી જુલમાત !! કહું૦
સાંધા વાંધામાં પૂરી, સખી૦
ઉરમાં જેને ઉદમાત. કહું૦ ૮
મુજ પિયુ પળ પળ શીખવી, સખી૦
સાંધો મળવા નવ દે સાર; કહું૦
નાવ છે વય રૂપે રૂડો, સખી૦
પણ ચિત્ત ચમકેલ અપાર. કહું૦ ૯
ટકે ન પગ પળ ઘર વિષે, સખી૦
પતિ છે ભટકેલ ભમેલ; કહું૦
જ્ઞાન ને સાન કશી નથી, સખી૦
દીશેછે ચમકેલ ચઢેલ. કહું૦ ૧૦
જેઠ બેવ જમદૂત છે, સખી૦
ઘડી ઘડીમાં ભરાયે ભૂત; કહું૦
સસરો મિથ્યાભિમાની છે, સખી૦
ચલવે ઘર તૂતે તૂત! કહું૦ ૧૧
કો કોને નવ કહી શકે, સખી૦
આપી ન શકે સદ્બોધ; કહું૦
વાત કરતાં વઢી પડે, સખી૦
વસુ ઘટિયું, વાધ્યો વિરોધ. કહું૦ ૧૨
આવી સાસરી સાંપડી, સખી૦

તેનો સુખરૂપ શો પરિણામ? કહું૦
કેળે કેળ, કોચે કૌવચ, સખી૦
[1]આક હોય ન કદિયે [2]આમ. કહું૦ ૧૩
મહિયરમાં મને પાંશરૂં, સખી૦
લાગતું નથી રે લવલેશ; કહું૦
ભાભી લક્ષ્મી લાડકી, સખી૦
પેઠી પિયર [3]અલછ ભરી કલેશ. કહું૦ ૧૪
મનનું માન્યું તે કરે, સખી૦
ગણે મુજ ભાઈને તૃણ તોલ! કહું૦
લાજ અને મરજાદનો, સખી૦
અંશ એમાં નથીજ અપોળ. કહું૦ ૧૫
સામી પ્રીત મુજશું દિશે, સખી૦
દેખે ડાકણ કેરી દ્રષ્ટ; કહું૦
માત પિતા વૃદ્ધ છે થયાં, સખી૦
લખ્યું કષ્ટ શું મુજ અદ્રષ્ટ!! કહું૦ ૧૬
એક વરસ અહિં વીતિયું, સખી૦
આણું આવ્યું ન તોયં અદ્યાપિ; કહું૦
એથી પિતા માતા મને, સખી૦
વાત વિવેકની છે વ્યાપિ. કહું૦ ૧૭
તેથી મને પેલે દિને, સખી૦
મોકલશે સાસરિયે સદ્ય; કહું૦
પણ પણ મારૂં ત્યાં હવે, સખી૦
રહેશે શું? વિચારૂં અઘ. કહું૦ ૧૮
આ દુઃખ ને આ વિચારમાં, સખી૦
થઈ દગ્ધ ભૂલી હતી ભાન; કહું૦
પડદો ખોલી પેટનો, સખી મારીરે,
ગાયું આ મેં મુજ દુખ ગાન. કહું શું વિસ્તારીરે." ૧૯–૬૯

---

૧ આકડાએ. ૨ આંબો–કેરી. ૩ અલક્ષ્મી–દરિદ્રતા.

**મોતીદામ છંદ.**

સરસ્વતી દુઃખ શુણી સખી કાન,
ઉદાસ બની પલટી વપુ વાન;
થઈ દુખી ને [૧]દ્રવી તે તતકાળ,
ચઢી ચિત લ્હેર ડસ્યો જ્યમ [૨]વ્યાળ. ૭૦
અહો! [૩]નવનીતથી કોમળ ઊર,
દિશે જગ સજ્જનનું ભરપૂર;
દ્રવે નિજ તાપ અડે [૩]નવનીત,
ગળે પરપીડથી સુજ્ઞ ખચીત. ૭૧
ખચીત થયો સખીને અતિ ખેદ,
નિસાસ મૂકી ધરિયો [૪]નિરવેદ;
તથાપિ તપાસી ત્યહાં તક તેહ,
થઈ ઝટ [૫]સ્વસ્થ સ્મરી ઉર સ્નેહ. ૭૨
સનેહી ખરૂં દુખમાં દઇ ધીર,
હરે ઉર દાહ સિંચી સુખ નીર;
ખરે શુભ ધર્મ ઉરે ધરી એહ,
સરસ્વતીને સખી તે પછી કેહ. ૭૩
"અહો મુજ બે'ની! ધરી ધીર સાર,
કથું કંઈ જે ઉર તે તું ઉતાર;
નકી ભવ નાટક રૂપ નિહાળ,
દિયે [૬]વિધ વેષ પ્રભુ પ્રતિપાળ. ૭૪
ભજાવી શકે દીધ વેષ સુપેર,
રીઝે પ્રભુ પ્રેમ ધરે કરી મ્હેર;
પરાક્રમીને કપરૂં દઇ કામ,

૧ પીગળી-ઝમી. (દ્રવવું-ઝમવું, પીગળવું.) ૨ સાપ. ૩ માખણ. (સજ્જનનું હૃદય માખણ કરતાં પણ વધારે કોમળ છે, કારણકે માખણને પોતાને તાપ અડેથી તે પીગળેછે, પણ સજ્જન તો પારકે તાપે (દુઃખે પીગળેછે.) ૪ નિર્વેદ-ઉદાસી, વૈરાગ્ય. ૫ જાગૃત-હુશિયાર. ૬ જૂદો જૂદો-તરેહવાર.

જુએ નીર એનું તપાસી તમામ. ૭૫
ખરો નથી ખેલ સદા નભનાર,
અનિશ્ચિત છે જનને કસનાર;
કસોટી ચઢી બની કાયર છેક,
તજીશ ન બેન કદા સુવિવેક. ૭૬
ધરી દૃઢ ભેષ ધર્યા તણી ટેક,
ભજાવ ભલી વિધ તું હરિનેક;
થશે પ્રભુ તેથી પ્રસન્ન અપાર,
રૂડું કરશે તુજ તે કરતાર. ૭૭
શીખી સુધરી બની તું બહુ જાણ,
ખરેખરી [1]બત્રીશ [2]ચોસઠ ખાણ;
અહો! અજમાવી બતાવ તમામ,
ભજાવ દીધું કપરૂં નિજ કામ. ૭૮
ક્ષમા તણું ખડ્ગ ધરી ધીર ઢાલ,
હઠાવીશ દુઃખ દિશે દગ હાલ;
મીઠાં મુખ વેણુ પ્રીતિ શુભ નેહ,
કરે વશ વિશ્વ સદા સુખદેણું. ૭૯
સહીશ દુખો, વશ નમ્ર રહીશ,
કટૂ શુણતાં પણ મૌન ગ્રહીશ,
તદા દિન સ્વલ્પ તું જીત કરીશ,
કદાપિ ન કોઈ કરે ફરી રીશ. ૮૦
[3]નયે કરી નાવ થશે વશ બેન,
પ્રીતે શુભ સેવ સજે દિન રેન;
વિશેષ કહ્યું સખી શું તું સમીપ,
દીપાવ સુજ્ઞાન તણો તુજ દીપ. ૮૧

**દોહરા.**

ચૌદ જાણુને ચાર શું, કહે સમજાવી બેન?

૧ લક્ષણ. ૨ કળા. ૩ નીતિ.

ચતુરા ચિંતા દૂર કરી, તજ તુજ અવળાં ચેન. ૮૨
શૂર પરીક્ષા [1]સમર છે, ધીર પરીક્ષા દુઃખ;
જેવણા જન જય કરે, ભય દુખ સમજી સુખ. ૮૩
કાં નર કે કાં નારીએ, નિજ શિર નિર્મિત વેષ
ભજવ્યો ભંગ થયા વિના, વેઠી વિપત્તિ વિશેષ, ૮૪
તો તેનાં અવિચળ રહ્યાં, આ [2]અચળામાં નામ;
દુખદરિયો તરી જય કરી, પામ્યાં સુખ અભિરામ. ૮૫
સીતા, કુંતા, દ્રૌપદી, દમયંતી સતી સાર,
લીલાવતી લક્ષણવતી, સહ્યું દુખ આ સંસાર. ૮૬
તેનાં ચરિત તપાસીને, બોધ ગ્રહણ કર બેન;
ભજવ ભાવી લખ્યું ભાવથી, સુખ દુખ [3]ધ્રુવ અહિં છે ન." ૮૭
ભદ્રા સખીએ ભાવથી, કરીને બહુ ઉપદેશ,
શાંત પમાડી સરસ્વતી, ટાળી ઉરનો ક્લેશ. ૮૮



૧ સંગ્રામ-યુદ્ધ. ૨ પૃથ્વીમાં. ૩ નિશ્ચય-ટકી રહેનારૂં, અચળ.

# અધ્યાય ૬ ઠ્ઠો.

## સરસ્વતીને સાસરામાં વીતેલાં વીતક.

### ચોપાઈ.

સાસરિયે સરસ્વતી ધરી ધીર, સહેછે દુખ બોજો નિજ શીર;
પિયર પાણી ગગરો નથી ભર્યું, પાણિયારૂં ભરવું અહિં ઠર્યું. ૧
નથી પાશેર દળ્યું જેણિયે, તોલું એક દળવું તેણિયે;
નીચોવ્યું નથી નિજ વસ્ત્ર કદાય, ધોવાં ગાંસડી અત્ર સદાય. ૨
વીણવું ઝાટકવું વાળવું, ખાંડવું ખંખેરવું ચાળવું,
એઠાં અબોટ કરવાં સાર, જંપ ન જુવતીને પળવાર. ૩
સખત મજૂરીના કેદીને, જે શિક્ષા હોય ન કો દિને;
તેવી સહે ને વહે સરસ્વતી, ડગે ન દુખથી પણ પા રતી. ૪
આજ્ઞાધીન અટકી રહે આપ, તપે ન તરછોડે ધરી તાપ;
હસતે મુખ ઉત્તર આપતી, વઢે ન રીશ જેને વ્યાપતી. ૫
તોપણ તેને કરવા જેર, સાસુ નણંદ કરે બહુ કેર;
વાંધા કાઢીને બહુ વઢે, નમ્ર રીત રાખે પણ નડે. ૬
સાસુ ઉર સમજેછે એમ, 'વહુને દુખ દઇએ બહુ જેમ,
તેમ કરપ મારો બહુ પડે, માથે એ કદિયે નવ ચઢે.' ૭
નણંદ પણ એવું લેખતી, 'ચલણ ભાભીનું ન ચઢે રતી;'
એથી મા દીકરી દરરોજ, અસહ્ય વહુપર નાખે બોજ. ૮
વિનયવેલી વશવર્તિની વહૂ, પ્રેમ નેમ સમજે જે સહૂ,
કોમળ હૃદયની કપટ રહિત, ઈચ્છે જે સૌનું ઉર હિત, ૯
તેવીને વશ કરવા માટ, સાસુ નણંદ રચે બહુ ઘાટ;
વશ કરવો [૧]કરી મદઝર હોય, તેવો તાલ રચે બે સોય. ૧૦
રોગ રહિતને દેવો રેચ, પાપ રહિતશું રચવો પેચ,
ઉપાય તેવા સાસુ નણંદ, આદરતી [૨]નરતી થઈ અંધ. ૧૧

---

૧ હાથી. ૨ નરસી—નઠારી.

## ચોપાયાની દેશી.

નણંદ એક દિન નાક ફૂલાવી, છણકો કરી કહે એવું;
"જઇશ હવે જળ ભરવા તો થાશે અહિં જોવા જેવું! ૧૨
ધોતાં ને પાણી ભરતાં ભવ જાય વહી તુજ રોજે;
ઠમક ઠમક કરતાં પગ ધરતાં, આ ઘરમાં નહિ બોજે!" ૧૩
મલકાતે મુખ શાંત ચિત્તથી, સરસ્વતી ઉત્તર આપે;
"નણદલ ડાહ્યાં થઇને વદવું, આમ ઘટે નહિ [1]આપે." ૧૪
"ડાહ્યાં ને ગાંડાં કરતી રહે, છાની અરે છબીલી!
જીભ સવાગજની છે તારી, ઢોંગી પડી થા નવ ઢીલી! ૧૫
ઘડે ઘણા ગોબા કયાં પાડ્યા, દોરડું નવું ઘસી નાખ્યું;
જીવ નથી વશ ભરતાં પાણી, એવું શું ત્યાં ઝાંખ્યું?" ૧૬
નણદી નખશિખ જ્વાળ ઉઠે ત્યમ, વદી દુઃસહ દુર્વાક્ય;
સરસ્વતી સહન કરી જઇ બોલી, શમતા થકી સુવાક્ય. ૧૭
"બેન આમ શું બોલો બળ કરી, વિપરીત વાંકાં વેણ;
ઘડે નથી ગોબા મેં પાડ્યા, નથી નિરખ્યું કંઇ નેણ. ૧૮
નીચું ન્યાળી કામ કરૂંછું, ગજા પ્રમાણે ગમતું;
સાચું બોલું સમ ખાઈ પણ નસીબ દિશે મુજ નમતું! ૧૯
કુવે વેગળે જતાં આવતાં, વાર થાય જરિ ઝાઝી;
જાણોછો તે છતાં વદોછો, જાણે મરિયે લાજી!" ૨૦
"લાજવંતની દીકરી દીઠી, લટકાળી રહે છાની!
ઘુંઘટમાં ઘર ઘાલે એવી, પાછી ન ધરે પાની!! ૨૧
ઊંચે જીવે કામ કર્યામાં, ઘડો ન દીઠો ઘરથી;
મેળ ન મેળવી જાણો મમતે, વીપરીત થઇને વરથી!!!" ૨૨
વિષ વ્યાપે એવાં કટુ વચનો, નણદી ઉચરી જ્યારે;
સરસ્વતિ અતિ અકળાઇ, વદી નિજ ભ્રમર ચઢાવી ત્યારે. ૨૩
"બોલો મા અવળું રીતિથી, નીતિ માર્ગ વિચારો,
ભાવે તેવું જયમ ભક્ષો ત્યમ મુખ આવ્યું ઉચ્ચારો. ૨૪

---

૧ પોતે–તમારે. (તમારે આમ બોલવું ઘટતું નથી.)

એ નથી ઘાટ તમારો નણદી, બાપે રહીને વદજો;
બાપ ઘટે મર્યાદા કેરી તોડી નાખો હદ જો." ૨૫
આટલું વદતાં મણતું મોં કરી, બબડતી ફફડતી બાલી,
ચટકો ચિતમાં ધરી ધુંધવાતી, ચોક વિષેથી ચાલી. ૨૬
તૂટી ખાટમાં પડી ઓરડીમાં, ગોટપોટ થઈ તૃષ્ણા;
"કેમ બેન શું થયુંછે કહેની," આવી ઉભી કૃષ્ણા. ૨૭
ઉત્તર નવ આપ્યો બોલાવે, તવ ઓઢણું કરી ઊંચું;
જોયું તો દીકરી દિલમાં કંઈ, જાણે દીઠું ખૂંચ્યું. ૨૮
"બાં, બેટા, શું છે?" કહી પૂછ્યું, દીકરીને પંપાળી;
તરછોડીને પાસું ફેરવ્યું, જોયું ન જરિએ ભાળી. ૨૯
ડુસકાં ભરીને દમ તાણ્યો, ઘટ ઘાયલ થયું જયમ દીસે;
રાફ સરીખું મુખ કીધું અતિ, ભરાઇ નવતર રીસે. ૩૦
"કોણે દૂભી કહે દીકરી તું, તેને હું દેખાડું!
'લૂલી હલાવી હોય તેની હું, મુખથી ખેંચી કાઢું!!" ૩૧
બડબડતી બોલી તૃષ્ણા તવ, "બોલે બહુ શું થાય?
થતું હોય તો તો નિત આવડું, શાનું કદિએ થાય? ૩૨
નખ જેટલી આવેલી કાલની, ગમગમાંથી પગ કાઢી,
બોલે શાનું આંખ કાઢી, હહણી ઘોડાની લાડી?" ૩૩
દીકરીનું દુખ કારણ વહુ ગણી, ઘણી રીશ ઉરમાં આણી,
હડકાઇ કૂતરીવત્ દોડી, વહુ પાસે વદી વાણી. ૩૪

**હરિગીત છંદ.**

"વંઠેલી વ્હાલાંમોઈ ઓ, છાકેલી ગદ્ધી ગામની!
લાતો કહે કયમ નાખી રહીછે, આમ તરફ તમામની?
કરડકણી કૂતરી પેઠ ડાવાં, નાખતી સૌને ફરે;
નથી ઓશિયાળી તારી તૃષ્ણા, કે સહન તારૂં કરે. ૩૫
પગ ભાંગવા પડશેજ તારા, ઘબ ઘરેછે પાપણી!
દઈશ જીભ તુજ ડામ, તોડી દાંત તારા સાપણી!

૧ જીભ. ( કરડાકીમાં બોલાયછે. )

[1]નંદાતણી વહુ બહુ છકી, ઘડું તેહ ભરવા જો ગઈ!
મોટા તણી મહિયર સડે, પડી આતી પોતી ત્યાં લઇ. ૩૬
કંઠે ટુંપો ધરી પ્રાણ કાઢે, ખાસડું શું ફાટિયું ?
નંદો નવી વહુ લાવશે, દેવાઈ ગયું નથી પાટિયું ?
મોટો ફરી પરણાવવાને, વાર નથી કરવી કશી;
'બઈ બોરૂ ને સરગવા' કરશે[2], પિયરમાં વિપતે વસી. ૩૭
મેં વરસ એકથી તારી કાસળ, કાઢી'તી એ કૂતરી!
એ નાક વની નકટી શું મુખ લઈ, આવી આંગણુ ઊતરી?
તુજ તોર જોર તમામ હું તોડીશ તજવીજે કરી;
ઢાળીશ ઢીંચણમાંથી, બેઠી થઇશ નહિ પાછી ફરી!" ૩૮
આ વજ્રપાત સમાં શુણી, સાસુતણાં વચનો તદા,
થથરી ગઇ સ્થિર રહી ન શકી, સરસ્વતી હૃદય લાગી ગદા;
તોપણ ધીરજ ધરી સ્વસ્થ થઈ, ઉચરી જરી મુખથી [3]અશું;
"સાસુજી મારૂં સાંભળો, મેં કીધું નથી ખોટું કશું. ૩૯
કીડી ઉપર નવ કટક રચશો, આશરે છું આપને;
છો અત્ર શિરનાં છત્ર તમ મમ, સ્થાન મુજ માબાપને;
બાને નથી બૂરૂં કહ્યું, સવળું કથ્યે અવળું લહ્યું;
માગુંછું તેની માફ હું, ચિતમાં ન મેં ભૂડું ચહ્યું." ૪૦
"રે! બોલ નવ એ બોકડી, ગોમૂખ વાઘણ પાપણી!
બની અળશિયું બહુરૂપી, પણ છે જાણું કાળી સાપણી!
બા બેન કહેછે નણંદને, પણ પાકી પિતરાણી પડે
રસ કેળવેછે મસ અહીં, એકલહઠી કદિ ના હઠે. ૪૧
છે નજર તારી નેશ, મેશ ઘલાવી દેશ ઉજડ કરી
જંપીશ અરે એ ઝાંપડી! ઠરવા નહિં દે કો ઠરી;
છે તોડ જોડ મરોડ તારો, ખોડ લાગે એહવો;

---

૧ વચલા છોકરાનું નામ. ૨ એવી કહેવતછે. (જેનું ઠેકાણું ન હોય, આધાર ન હોય, તેને માટે એ કહેવાય છે. અર્થ ઘણું કરી એછે કે "એ બાઈ બોર અને સરગવાની શીંગો વીણી ગુજરાન કરશે." ૩ એવું.

નહિ તે નમે જરિ આંહિ, તોડીશ તોર તુજ સૌ તેહવો." ૪૨
નેત્રો વિષે ભરી નીર નીચું, જોઈ રહીજ સરસ્વતી;
ગાળો તણો વર્ષાદ વરસાવી રહી સાસુ અતિ;
આપ્યો ન પ્રત્યુત્તર અવાચક પ્રાણી પેઠે થઇ રહી.
કટુ વચન રૂપ કટાર માર હજાર વાર રહી સહી. ૪૩
રે! વાણીહીન પશુથી અધિક ધીરજ ધરી શુભ તેણિયે,
નહિ સળવળી કે તાણ્યું ડસકું કમકમીને જેણિયે;
ગાળો દઈ દઇ, ગાલ દૂખે, પેટમાં ગોળો ચઢે,
ગઈ સાસુ વહુ પાસેથી પાછી, નિજ કર્યું નિજને નડે. ૪૪
મૃદુવેલી પત્થર વરસતે, છૂંદાઈ ભૂમધ્યે ભળે,
મૃદુલોચની દુખમોચનીની, અત્ર થઈ એવી વલે;
રે! કુમુદનીપર કરાં વરસાવ્યાં સમું કરી કામને,
આંખણુથી પોચે હૃદય કૃત્યા દઇ ગઈ બહુ ડામને !!! ૪૫
તોપણ તરસ નવ ખાધી, ડસભરી દુઃખ બહુ દેવા હજી,
ઘાલવા જબરો ઘોળ. કેળવવા કુરસ પોતે સજી,
મા દીકરી થઇ એક, બુદ્દા બહુ ઉઠાવ્યા એ વિષે,
વ્હાલોજ વૈરી થાય, લાલ ભરાય વિષ વ્યાપે શિષે. ૪૬

## દોહરા.

નટવર વર સરસ્વતી તણો, છર ભરિયો છે આપ;
સમજે નહિ ખોટું ખરૂં, ચઢયું રાખે રીશ [1]ચાપ. ૪૭
[2]ઉચ્છૃંકળ છે અતિ ઘણો, આંખે કેફ અપાર;
વિષ ને રીશ પળ પળ પ્રગટ, નિરખાએ નિર્ધાર. ૪૮
ક્રોધ સહજ વાતે કરી, તરત કરડવા ધાય;
જુવાન કાળા નાગશો, જોતાં તરત જણાય. ૪૯
તોપણ વિનયની વાંસળી, પ્રેમ પયતણું પાન,
કરાવી બાજીગર બની, સરસ્વતી રહે દૃઢ ધ્યાન. ૫૦
ડસે તથાપિ નવ ડગે, મન વશ મો'રો રાખી,

[1] મનુષ્ય. [2] ઊછાંછળો.

વર વશ કરવા યત્નમાં, અધિક રહે અભિલાખી. ૫૧
આમ કામ નભવેછ ત્યાં, સાસુ નણુંદ આ વાર
નાખે વિઘ્ન ખરેખરૂં, ખરવા દુખ અંગાર. ૫૨
કો મુનિ તપધારી તણું, જપ તપ કરવા ભગ્ન,
અસુર ઉપાયો આદરે, નાખી [1]મલિન થઇ મગ્ન. ૫૩
તેમ તપસ્વિની સરસ્વતી સ્વામીસિદ્ધિ તપ માંહિ,
કુલટા બે નાખ્યો કલહ, કસર ન જોમાં કાંઇ. ૫૪
દિશા માત્ર હું દાખવું, તેની અત્ર જરૂર,
ઝેર વેર જેથી વધ્યું, વનિતાપર ભરપૂર. ૫૫
આવ્યો નટવર બ્હારથી, બળ્યો ઝળ્યો ઘર માંહિ,
બાવાના મઠથી કરી, કેફ અધિક ચિતચાહિ. ૫૬
ઘરમાં માને બેનનું, મન દીઠું અતિ ઊંચ;
પૂછ્યું "છે શું આજ મા, કહે શી છે ઉર ખૂંચ?" ૫૭
બબડી ફફડીને પછી, દાખ્યું ઉરનું દુઃખ;
તૃષ્ણાએ તે તક કર્યું, રાવણ સરખું મુખ! ૫૮

### ચોપાઇ.

કૃષ્ણા કહે "શું કહું દીકરા, આંગળીથી નખ જાણું પરા;
અનુભવ તેતો આજે થયો, ગુણ ને પાડ કર્યો તે ગયો!" ૫૯
નટવર કહે "આ શું તું કહે, ચિતમાં શું કહેવાને ચહે?
પાડ સમજ રજ તેની મને, આજે આમ થયું શું તને?" ૬૦
મા કહે મચકો કરી તે વાર, "સમજીને પૂછે શો સાર?
સગાઇ સ્ત્રીની સાચી નકી, મા ને બેન તણી નવ ટકી! ૬૧
આજ કાલ આવેલી તણું, ચલણ વધ્યું ઘરડાંથી ઘણું;
તેહ અજાણ્યું નથી અહિં કાંઇ, સમજીને પૂછે શું ભાઈ! ૬૨
ધણી માનીતી ઢેડી હોય, ગામ આખું અભડાવે સોય;
મેં તો સમજી એવું નકી, પેટ ગાંઠ વાળી છે પકી. ૬૩
તેથી જીભે દઈ દોરડો, બોલું ના છો ચૂલે પડો!
પણ આ રાંડ દુખી દીકરી, પીડ પારકીની છે ભરી ૬૪

[1] ગંદી ચીજો.

તેનાથી જવ નવ રહેવાય, ભૂલી હાલે કંઇક લવાય;
આજે તેમ થયું જે વાર, તે નથી કહેવામાં કંઈ સાર !" ૬૫
નટવર તવ થઇને આકળો, કહી "પેટમાંહી નવ બળો;
જે હોએ તે ચોખું કહો, મરમ ગરમ કહીને નવ દહો." ૬૬
"દહીએ શું તુજને દીકરા ? 'બોડી માથે વરસ્યા કરા' !
જુવતી તુજ જોબન મદભરી, ચાહે તેમ કરે નિજ નરી. ૬૭
ભરવા પાણી પ્રીતે જાય, વાર રોજ ત્યાં ઝાઝી થાય;
નફ્ટ નરો પનઘટપર ફરે, વાત તેશું વળી વળીને કરે. ૬૮
મુખ નવ ઢાંકે ખડખડ હસે, વાટે વાત કરતી નવ ખસે;
એવું જોઈ જાણી આ બેન, ચિતમાં એને ન પડયું ચેન. ૬૯
તેથી શીખામણ દેવા સાર, ઉચરી હળવે રહી ઉચ્ચાર;
તેવે તરછોડી [1]છોડીને, ચટકાવી ગાળો ચોડીને ! ૭૦
મેણાં ટુંણાં માર્યા ઘણાં, અપલક્ષણ કહું શું એ તણાં ?
ગાય ગીત ગુણકાની રીત, અતિ ચંચળ છે એનું ચિત્ત. ૭૧
ઊઘાડે શિર બેસે આપ, રાખે મુખ સામી નિત ખાપ;"
વિપ વ્યાપે એવું વૃત્તાંત, લંબાવી ભરી ભારે ભ્રાંત. ૭૨
એથી ભૂત ભરાયું ઊર, સુતમાં સો ગણું પ્રગટયું શૂર;
મર્કટને મદિરા પાઇને, છેડે ત્યમ કર્યું આ બાઇને. ૭૩
ઊઠયો રાતો થઈ ઊછળી, હતો જેહ ઓછી પાંસળી;
અબળાને દેવા અતિ માર, ગયો ગર્જી કરિ દુષ્ટ ગમાર. ૭૪
મન હણાયું છે જેનું ઘણું, તન હણવા તે દુખણી તણું,
ધબ પગ ધરતો પશુ તે ધસ્યો, દિશે ડાગળીનો જે ખસ્યો. ૭૫
શોચે છે સુંદરી એકાંત, સ્મરીને દુખદ બન્યું વૃત્તાંત,
તેવે કેર તણો કાટકો— થયો, પડે બરડે સાટકો ! ૭૬
ગજબ મેહ પડિયો મારનો, કરવા પ્રલય તણી ધારનો !
કર્યો ક્લેશ કીચડ દુખ દેણ, વહ્યું વિપત્તિ કેરૂં વ્હેણ. ૭૭
નિર્દોષી મૃગલીપર જેમ, છૂટે [2]શાવજ થયું આ તેમ;
વર્ણન તેનું કવિ શું કરે, ખેદ ખચિત જેમાં છે ખરે !

૧ છોકરીને. ૨ શ્વાપદ-શિકારી પશુ-વાઘ, આદિ.

કહેતાં શુણતાં ઉર કમકમે, ક્રૂર વાત કોને નવ ગમે;
દયા પ્રગટી હૈયું પરજળે, બન્યું શુણી શોચે નવ વળે. ૭૯
માટે પછી શું થયું તે કહું, ઘાત વાત કથવા નવ ચહું;
નટવર ડસનો રસ દેઇને, ગયો ગાળ પણ મસ દેઈને. ૮૦

દોહરા.

વહુને માર પડ્યો ઘણો, તેથી સાસુ નણંદ;
મકલાઈ મસ મનવિષે, પામ્યાં બહુ આનંદ. ૮૧
નણદી કહે "નાચણ તણો, ઠીક ઉતરિયો તોર;"
સાસુ કહે "એ કૂતરી, ફરી ન કરશે શોર!" ૮૨
ડાકણ જેવા દીલની, દયા રહિત અતિ ક્રૂર;
હરખાઈ મા દીકરી, પુલકિત થઈ ભરપૂર. ૮૩
મધ્યાન્હે પુરુષો જમ્યા, નાહી ધોઈ એ વાર,
નટવર ખાઈ પી ગયો, રોષ ભર્યો ઘરબ્હાર. ૮૪
મા દોકરી ખાવા સમે, તત્પર થઈ જે વાર,
તે વેળે ત્યાં શું થયું, શુણજો તેનો સાર. ૮૫
સાસુ વહુ પાસે જઇ, કહે "વહુ શો આ રોષ?
ભૂખી રહી ભાટઈ કરી, દઈશ ન કોને દોષ! ૮૬
ઘરના મનુષે કંઈ કહ્યું, તે ઉપર શું તાન?
મોધી થઈને આવડી, માગ ન ઝાઝું માન!" ૮૭
તે શુણી નણદી નવેણથી, બોલી વ્યંગ્ય દઈ સાદ;
"મા શાને શિર દુઃખવે, કરીને વ્યર્થ વિવાદ? ૮૮
દળ મહિયરનું દાબડે, ભરી રાખ્યું છે સાર,
આરોગી એ તો હશે, ચાલ કરે કાં વાર? ૮૯
છઈએ ભૂખ્યાં આપણે, એણે ઠંડું ગાર
કીધું હશે, ભૂખી ન હશે, ચાલ કરે કાં વાર?" ૯૦
આમ દુખીને ડામપર, લૂણ દઈ મ્હાલાંઠ
નણદી જવાળ ઉઠાડતી, સોના કરીને સાઠ. ૯૧
જમી બે [1]જમકિંકરી જશી, પછી પ્રીતે થઈ એક,
વહુ ભૂખી ભવને રહી, તેનો તજી વિવેક! ૯૨
બોલી નહિ તે બાપડી, અબળા બલા સમીપ,

૧ દાસી–જમની દાસી. (ખરી નિર્દયને માટે એજ વિશેષણ ઉચિતછે.)

જોકે જમની દાસીએ, કીધો પ્રકોપ પ્રદીપ. ૯૩
વિષમ વાક્ય વનિતા સહન કરી નવ બોલી વેણ;
મૌન ગ્રહણ કરીને રહી, ભરી નીર નિર્મળ નેણ. ૯૪
દિવસ આથમ્યો દુખ ભર્યો, પડી રાત્રી ભરી પીડ;
ચમકેલા નર ખર તણી, શમી ન દુખકર ચીડ. ૯૫
શ્વશુર જેઠ જાણે નહિ, માટે જુવતી સુજાણ
ઊઠી પરાણે આપથી, કઠણ થઈ નિર્વાણ. ૯૬
કીધી સરભરા નિજ બની, ભરી આપી જળપાત્ર;
વાળુ કરવામાં વળી, સુંદરી તેહ સુપાત્ર. ૯૭
શયનસ્થાન સ્વામી કને, જઇને જોડ્યા હાથ;
"હું અપરાધી આપની, નવ તરછોડો નાથ!" ૯૮
પશુ આગળ અતિ આદરે, કથવા ચહ્યું પુરાણ;
અર્થ ન સરિયો એહથી, ઉપજી ઉલટી હાણ. ૯૯
વિનય વૈરી આગળ કર્યો, ક્રૂર ચોગણો હોય;
અગ્નિમાં ઘૃત હોમતાં, ભડકો ભારે જોય. ૧૦૦
તેમ થયું તે રાત્રિમાં, સરસ્વતી પામી ન સુખ;
દિવસથી દોહ્યું દેખિયું, [1]દામણીએ મ્હાદુ:ખ. ૧૦૧
આમ દિવસ ઉત્પાતના, જુવતીને વહી જાય;
વનિતાને વિપત્તિ વિષે, વ્હાણું ન સુખનું વાય. ૧૦૨
દુખવાદળ દિન દિન ચઢે, ગાજવીજ પણ થાય;
ઉલ્કાપાત નવે દશે, થાતાં રોળ વળાય. ૧૦૩
કો દિન કામિની કોડ ધરી, રાંધે થઈ રળિયાત,
નણદી નખોદ ઘાલતી, નડી તેમાં બહુ ભાત. ૧૦૪
શાક દાળમાં શાકિણી, ગુપ્ત રીતે લઈ લાગ,
લવણ મરચું ભરી પોશને નાખે દેવા દાગ. ૧૦૫
ભાત માંહિ [2]રજ ભેળવા, ભૂતડી ખાય ન ભૂલ;
સવળાનું અવળું કરી, ઉપજાવે અતિ શૂળ. ૧૦૬
ગણાવી ગાંડી ડાહીને, દેખાડે નિજ દોર;
બાઇ ભાઇને રાઈ દઈ, કરવે કર્મ કઠોર! ૧૦૭
આ રીતે વીતે ઘણું, તોપણ તારુણી ટેક,—
તજે ન તનમન વશ કરી, નિજનો સમજી નેક. ૧૦૮

---

૧ ગરીબડી. ૨ ધૂળ–રાખ વગેરે.

# अध्याय ૭ मो.

## ગૌતમનું સંન્યસ્ત અને પાર્વતીનુ મરણ.

### ઉપજાતિ વૃત્ત.

ધારા વિષે ગૌતમ જ્ઞાનવાન, ધરે સદા શંભુ તણુંજ ધ્યાન;
ઉપાધિ તેમાં ઘરની નડીને, પીડે જીવાત્મા ચિતમાં ચઢીને. ૧
તેથી [1]ત્રિપુરારિ સમાધિ માંહીં, પડેછ ભંગાણ સદાય ત્યાંહીં;
એથી ઉદાસી થઇ આત્મજ્ઞાની, ચહેછ ચિત્તે કંઈ વાત [2]છાની. ૨
વૃદ્ધાયુષે ભક્તિ ભલેરી થાવા, રાજ્યાધિકારે કરીને નદાવા,
વસ્યોછ એકાંત ગૃહે સ્વતંત્ર, તોયે સર્યો ના નિજ કીધ તંત્ર. ૩
કંકાશ રોજે ઘર થાય ભારી, છે ક્લેશકારી નિજ પુત્ર નારી,
મર્યાદ જેણે મદ છાકી મેલી, ગણે ન સાસુ કહ્યું ગર્વ ઘેલી. ૪
ઢોળી અને ફોડી કરે ફિતૂર, ચોરી કરી શાહ બને ચતુર;
ચરિત તેનાં નિજ સ્ત્રી શુણાવે, ધ્યાની છતાં શીષ ધિકી ધુણાવે. ૫
એકાંતમાં એક દિને સ્ત્રી આવી, વદી "શુણો કાગળ આ હું લાવી;
વાંચો સુતાનો પિયુ આ સપત્ર, લાવ્યા ગજાનંદ ગયેલ તત્ર." ૬
પુત્રી તણો પત્ર પ્રીતે વિલોકી, આતુરતા આપ શક્યો ન રોકી;
આનંદ આનંદ ઉરે છવાયો, કમાણી જાણે અતિશે કમાયો! ૭
સુતા મળ્યાથી પણ તોષ ભારે, પત્રે કરી ગૌતમરામ ધારે;
વિચિત્ર છે વિશ્વ વિલાસી માયા, કળી શકે ના અતિ દીર્ઘ ડાહ્યા. ૮
ગણી મણિ માનવી તર્ત ઝાલે, અંગાર તે નીકળી હાથ બાળે;
પીયૂષનું ધારી પડીકું પોતે, ઉકેલતાં ઝેર જણાય જોતે. ૯
આ વિપ્રને એમ બન્યું તદા ત્યાં, ઉકેલિ જોયો ઝટ પત્રને જ્યાં;
નિઃશ્વાસ નાખ્યો નીર નેત્ર આણી, બન્યો તદાકાર વદ્યો ન વાણી. ૧૦
ઢીલી પડી પાર્વતી ધ્રૂજી બોલી, "છે શું અરે કંથ કહોની ખોલી!

---

૧ શિવ. (ત્રિપુર+અરિ. ત્રિપુરાસુર નામે દૈત્યના શત્રુ, માટે ત્રિપુરારિ એવું શિવનું નામ છે.) ૨ સંસારથી અલગ થવાની વાત, સંન્યસ્ત લેવું, વગેરે.

આપત્તિ છે કાંઈક આવનારી, કે આવીછે ભાગ્ય વિષેજ ભારી? ૧૧
વાંચો લખ્યું વાર કરો ન ઝાઝી, પળે પળે પજળું વ્હેમ દાઝી!"
આને કહે ગૌતરામ જ્ઞાની, "છે વાત ઉત્પાતની છેક છાની. ૧૨
નથી કહ્યા લાયક લેશ કોને, ઉઘાડી પાડીશ તું સર્વ કોને;
માટે મને ગુપ્ત લખેલ પત્ર, પ્રકાશ હું નાહિ કરીશ અત્ર. ૧૩
ઉચિંત હું સદ્ય કરીશ એવું, કર્યું ન કોએ કદિ પૂર્વે તેવું;
નથી સમાચાર કંઈ નઠારા, ચણીશ ના વ્હેમતણા મિનારા." ૧૪

દોહરા.

ગૌતમને કહે પાર્વતી, "પતિ મારી અપતીજ
રાખો નવ નવ ક્યમ પડે હું ભૂંડી શિર વીજ! ૧૫
જન્મારો આખો ગયો, વિશ્વાસે દિન રાત;
જાણું ના મુજથી જરી, રાખી છાની વાત. ૧૬
સુતવધુ ગણુતી નવ ગણે, તો તમ આગળ તોલ
શો મારો સ્વામી કહો? મિથ્યા બોલું બોલ! ૧૭
ઘડપણ ગત મારી ગઇ, પડી હળવી પતિ પાસ,
જુવાનીમાં જેણે ઘણો, રાખ્યો મુજ વિશ્વાસ. ૧૮
બળ્યું જીવતર આ માહરૂં, ધાર્ંં ખાવી તે ધૂળ!
મમત હવે શાને કરૂં? વહેચ્યાં મારાં મૂળ!! ૧૯
તનયાએ ગણી તુચ્છ મને, મન જાદું મસ કીધ;
તાત વાત લખી ગુંજની, માત વિસારી દીધ!" ૨૦
કકળી અતિશે કામની, બોલી બળતા બોલ;
[1]ગળી ગૌતમ વાણી વદ્યો, વચને ભેળી ગોળ. ૨૧
"વ્હાલી વ્યંગ્ય ન બોલ જરિ, છે તુજ દૃઢ વિશ્વાસ;
પત્ર પડીકું ઝેરનું, ક્યમ છોડું તુજ પાસ? ૨૨
તુજ મન નિર્બળ છે ઘણું, તેથી સહન નહિ થાય;
માટે મેં ન પ્રકાશિયું, કરવા ઉચિત ઉપાય. ૨૩
તોપણ હઠ તારી થઇ, તો વાંચું શુણ કાન;

૧ ગળી જઈને–પીગળીને.

ભોળી ભમી જઇ ભડકીને, ભામની ખોઇશિ ન ભાન" ૨૪
એમ કહી પત્ની કને, પતિ વાંચે તે પત્ર;
શુણજો શ્રોતા સ્નેહથી, તે ઉચરૂં હું અત્ર. ૨૫

ગરબી.*

"સ્વસ્તિ શ્રી ધારાપુરી મધ્ય, પરમ વિવેકીરે;
શિરછત્ર પિતા સુપવિત્ર, નમ્ર ગુણ નેકીરે. ૧
છો દયાતણા દરિયાવ, પ્રેમ [1]પયોધિરે;
[2]ભવપતિ ઉપર દ્રઢભાવ, ન કોઇ વિરોધીરે. ૨
પુરી ઉજ્જેણીથી લિખિતંગ, દર્શન અભિલાખીરે;
સરસ્વતી નમન સાષ્ટાંગ–કરે સ્તુતિ ભાખીરે. ૩
અત્રેછે સૌ આરોગ્ય, પ્રભુ પરતાપેરે;
તત્રેની ખબર શુભ યોગ્ય, લખજો આપેરે. ૪
બીજું વિશેષ લખવાનું, તાત કંઇછે નહિરે;
રે! છે તે તમથી છાનું, રહ્યું નથી જે અહિંરે! ૫
તમ બોધથી હો મુજ બાપ! રિપુ[3]ખટ જીતીરે,
પણ પ્રગટે મારાં પાપ, પીયૂષ નથી પીતીરે. ૬
દઉં દોષ હું કોને તાત, કર્મ ફળ નડતાંરે;
સવળું કરતાં સાક્ષાત, અવળ થઈ પડતાંરે! ૭
મેં વિપત્તિ જીતી તમામ, હામ બહુ રાખીરે;
ધીરવીર પ્રમાણે કામ, કરી દુ:ખ સાંખીરે. ૮
તોપણ અભિવાંછિત આપ, પામી નહિ પાપેરે;
પેલા ભવ કેરા શાપ, કોણ ઉથાપેરે! ૯
સહ્યું સઘળું તે છે સત્ય, નથી દુ:ખ તેનુંરે;
પ્રભુ જોવા મારી પત્ય, કરે કૃત્ય એનુંરે. ૧૦
પણ હાલ બન્યો જે બનાવ, બાપ હું શું કહુંરે!

* આ ગરબીમાં વચ્ચે વચ્ચેના વિશ્રામમાં પણ અનુપ્રાસ મૂકવામાં આવેછે. બીજી કડીથી ઠેઠ સુધી તેમજ કીધુંછે. ૧ સમુદ્ર. ૨ શિવ. ૩ કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર એ શત્રુ.

તે છે ઘટભેદક ઘાવ, કહો કયમ હું સહુરે ? ૧૧
લખતાં તે દુખકર વાત, કર ન કપાયરે !
અન્યાયે [1]ઉલ્કાપાત, હું શિર નવ થાય રે ! ! ૧૨
હું જેવી તાત દુઃખદેણ, સુતા ઝટ મરજોરે !
સૃષ્ટિ કર્ત્તા સુખદેણ, એવી નવ સરજોરે ! ૧૩
અણચાલે ઉભરો આપ, દુઃખનો દાખુંરે;
કાળજડે પડિયો કાપ, કયમ કરી સાંખુંરે ! ૧૪
રાંધણછઠ રોજ રસોઇ, નિપાવવા કોડેરે:
હું સજ્જ થઈ નાહી ધોઈ, ગઇજ રસોડેરે. ૧૫
છાણાંનું બળતણ છેક, મુજને આપ્યુંરે;
હતાં વજ્રથી કઠિણ વિશેક, જેથી દુઃખ વ્યાપ્યુંરે. ૧૬
ભાંગ્યાં બળ કરીને પરાણે, કઠિણ અતિ છાણાંરે;
જે દુઃખ મુજ જીવડો જાણે, પડ્યાં કર કાણાંરે ! ૧૭
પણ શકુનિ શિરશું એક, કારમું છાણુંરે;
ભાંગ્યું ન ઉપાયો છેક, કર્યા મેં નવાણુંરે ! ૧૮
ત્યારે સાસુની પાસ, નમ્રતા દાખીરે;
માગ્યું ભાંગવાને ખાસ, ભલપણ ભાખીરે. ૧૯
'આ છાણું ન ભાંગે આંહિ, ભાંગું હું શાથીરે ?
મેં કસર ન રાખી કાંઇ, વળ્યું ન કશાથીરે.' ૨૦
તવ સાસુ ભરેલી આગ, બોલી વિખ જેવું રે;
'તુજ તાતનાં શિરપર ભાંગ, ઉચરી એવુંરે ! ! ! ૨૧
આ વિષમ વચન શુણી તાત, ઘાવ ઘટ લાગ્યોરે !
નથી કહેવાની રહી વાત, વેણશર વાગ્યોરે ! ! ૨૨
ખાવું પીવું ધિક્ ધૂળ, પર્વનું પેખ્યુંરે !
હું માત પિતા દુઃખ મૂળ, એવું લેખ્યુંરે ! ૨૩
ઈશ્વરે મને કયમ આમ, સૌ દુઃખ દેવારે;

---

૧ વીજળીનું પડવું. ( ઉલ્કા વીજળી ) બીજો અર્થ તોફાન, પણ આ સ્થળે પ્રથમ અર્થ લાગુ પડેછે.

સરજાવી દેવા કામ, સુખ નહિ લેવારે. ૨૪
હું પાપણી કેરૂં પાનું, પેઠું પાતાળેરે !
રાખજો તે હ્રદયે છાનું, આપ ઉર બાળેરે ! ! ૨૫
અપરાધ ક્ષમા આ વાર, આપની માગુંરે;
કરજો દુઃખમાં મુજ વ્હાર, પાયે લાગુંરે. ૨૬
મુજ માતને નામું શીષ, હું દિન રાતેરે;
ભાઇ ભોજાઇને આશીષ, દઉં ભલી ભાતેરે." ૨૭-૫૨

## દોહરા.

પત્ર શુણી પુત્રી તણો, પાર્વતી અતિ પરિતાપ
પામી પરજળી પિંડમાં, પ્રકોપ પામી આપ. ૫૩
"શંખણી સાસુ પુત્રીની, મદભરી મ્હામચ્છરાળિ;
દુહિતાને દુખ દે ઘણું, રાખી પેટમાં પાળિ. ૫૪
જાણુંછું હું સર્વ તે, કૃત્યા તણાં કુતૂત;
પુત્રી આપણી પીડવા, ભરાય એમાં ભૂત. ૫૫
એ જીવશે ત્યાં સુધી કદી, સુતા ન સુખનો શ્વાસ
લેશે ચ્યાટે ઝટ કરી, તેડો આપણી પાસ. ૫૬
વિપરીત વદતાં જીભને, શૂળ ન વાગી કેમ;
બકતાં બૂરૂં હોઠ બે, કયમ ન શિવાયા તેમ !" ૫૭
અરૂણ અક્ષિ અશ્રુ ભરી, વદન રક્ત વિકરાળ;
વપુ રોમાંચ બનેલ બહુ, કાળજ વ્યાપ્યો કાળ! ૫૮
એવી સ્થિતિમાં ઊચરી, પાર્વતી પ્રજળે આગ;
વિકળ બની મૂર્છિત થઈ, દુહિતા દુખને દાગ. ૫૯
સાંત્વન કરી ગૌતમ વદે, "ગેહિની થઈ કયમ ગાંડિ ?
આગળથી ચેતાવી મેં, સમજણ તેં કયમ છાંડિ ! ૬૦
'તુજ આગળ કાગળ ન આ, પ્રકાશવામાં માલ,'
કહ્યું'તું મેં હે કામની, શું તે વિસરી હાલ ? ૬૧
રાખી પાસે પુત્રીને, કદી ન લઇએ લ્હાણ;
આખર એ ધન પારકું, અત્રે રાખે હાણ. ૬૨

જગ મુખ ઢાંકણ છે નહિં, થાય આપણી વાત;
બોલે નવતર બોલ કો, ઉત્તમ આપણી નાત. ૬૩
ભલાઇ દાખી જીતવાં, ભૂંડાંને ભલી ભાત;
પગ પ્રભુએ પંપાળિયો, મારી ભૃગુએ લાત! ૬૪
કરે ભુંડાઇ ભુંડાં થકી, નવ કો રૂડાં કેહ;
નરકે ઈંટ નાખ્યા થકી, મલિન થાય નિજ દેહ. ૬૫
માટે માનની મન થકી, તજ તાતો પરિતાપ;
ઉપાય એનો હું કરૂં, જો તે જુગતે આપ; ૬૬
જેથી જગમાં આપણું, અવિચળ રહેશે નામ;
અરિ એથી હારી જશે, ગુણ લેશે, ઘર હામ." ૬૭
મ્હેણું સુતાસાસુ તણું, કરવાં ભંગ જરૂર,
સત્વર સોનાનું ત્યહાં, શીપ ઘડાવ્યું શૂર. ૬૮
તેપર ગૌતમ નામનો, લેખ લખાવી તર્ત,
પત્ર લખીને પાઠવ્યું દીક્ષિત ઘર એક સર્ત! ૬૯

## ચોપાઈ.

પત્ર મોકલ્યું દીક્ષિત ઘર ગયું, શુણો પછી ત્યાંહી શું થયું;
પત્ર આપી ગોરે કહી વાત, "આ પેટીમાં છે સોગાત! ૭૦
પત્ર વાંચી પરખી લો તેહ, પ્રત્યુત્તર આપો કરી સ્નેહ".
વાંચી પત્ર દીક્ષિત દિઙ્ થયો, ગર્વ સર્વ એનો ગળી ગયો. ૭૧
સ્ત્રીને બોલાવી નિજ પાસ, કરી ઉષ્ણ કૃષ્ણાપર શ્વાસ;
"વહુ આગળ શું ચાવી ઘાસ" વદ્યો એમ દાખી અતિ ત્રાસ. ૭૨
"ઘડપણમાં ગાંડું શું કીધ ? પીયૂષ પરહરી વિષ કાં પીધ ?
ઘરમાં આમ ચલાવી કાર, બે બૂઠા કીધા ધિક્ નાર! ૭૩
ત્રીજાનું કરવાને ધૂળ, વાવ્યાં ક્યમ વિષનાં તેં મૂળ;
જોયું ન ઝાંખી મેં શું થાય, તો તેં દાખ્યો નિજ મહિમાય. ૭૪
લે આ ભેટ ભૂંડી! તુજ તણી, વેવઇએ મોકલી મુજ ભણી!
એનું નામ એથી જગ થશે, તુજથી મુજ મહિમા સૌ જશે" ૭૫
એમ કહી ગૌતમનો પત્ર, વાંચી સંભળાવ્યાં તવ તર્ત;

એથી ખષ્ટ કૃષ્ણા પડી ગઈ, તપ્ત છતાં ટાઢી રસ થઈ. ૭૬
દંભી દીક્ષિત તજી નિજ ટેક, દાખી પત્રે વિનય વિવેક,
પ્રત્યુત્તર લખિયો થઇ સમા, વાર વાર માગી મહિં ક્ષમા. ૭૭
ગૌતમના નૌતમ કામની, થઈ ખ્યાત બહુ દિન જામની;
વાહ! વાહ! એના નામની, વધી માંહિ ગામો ગામની. ૭૮
નાત સમસ્તે કરી સુવિવેક, ગૌતમનો અનુપમ જોઈ નેક,
ઊંચો સૌથી એને ગણ્યો, કીર્તિકોટ જેણે ધ્રુવ ચણ્યો. ૭૯
ગંગોત્તરી ગૌતમનું કૂળ, સોળ આની સૌએ અનુકૂળ
ગણ્યું આજ પણ સૌકો ગણે, ભલું જેનું બ્રાહ્મણ બહુ ભણે. ૮૦
માન વધ્યું પણ ન ધર્યું માન, છતથી છાકયો નહિ વિદ્વાન;
ઉપાધિ રૂપ ગણી સંસાર, નિંધ ગણ્યો જેણે નિઃસાર, ૮૧
એવો ગૌતમ ગુણગંભીર, વાત વસેલી દૃઢ નિજ શીર,
પાર પાડવા તત્પર થયો, સ્નેહ જેથી સાંસારિક ગયો. ૮૨
નિર્વિઘ્ને [1]નંદીશ્વર તણું, ધરવા ધ્યાન કરી મન ઘણું;
ચતુર્થાશ્રમી થયો ચતુર, ચિત્તની ચિંતા કરીને ચૂર. ૮૩
કાશીવાસ ગંગાતટ કર્યો, ભવ સાર્થક અભિલાષે ભર્યો;
[2]પાર્વતીની માયા પરહરી, પાર્વતીપતિ[3] ઉપર દૃઢ ધરી. ૮૪
સમજાવા સુખ સંસારનું, બાળલગ્નના અંગારનું,
નિજ કર્યું અનુભવવા ગેહની, રાખી ઘેર દુર્બળ દેહની. ૮૫
વીત્યું પછી શું એને અરે? વૃદ્ધપણે વનિતા શું કરે?
કહું હવે તે સુણજો કાન, માનનીનું ઉતર્યું સૌ માન. ૮૬
ચાંપે ચપકા વહુ વેણના, કયું શબ્દ શું તે કહેણના?
સહન કરી ધીકી પરજળે, વઢે વહુથી એનું નવ વળે; ૮૭
કહે લક્ષ્મી "મા કરશો શોર, જાણ્યું હવે તમારૂં જોર!
બકબક કરતાં બહુ દિન ગયા, હવે ન રાખું તમારી દયા. ૮૮
કરે કામ કંપારી ચઢે, લવતાં જીભ પાછી નવ પડે!
દૂધમાંથી પોરા પારખો, ડહાપણનો કરીને બહુ ડખો! ૮૯
તે નહિ ફાવે સાચું કહું, માપે લેશ હવે નહિ રહું!
એક કહી સાંભળશો ચાર, માટે કરજો કંઇક વિચાર. ૯૦

૧ મહાદેવ. ૨ ગૌતમની સ્ત્રી. ૩ શિવ.

સાંઠી ઝાંખરાં કરી અતિ ઘેર, ડોસાને પજવી બહુ પેર;
બાવો કરી કાઢયો કાશીએ, પણ નહિ કદી અમે નાસિયે!!" ૯૧
વજ્ર વાક્ય વહુનાં સાંભળી, પાર્વતી તવ બોલી પરજળી;
"વદતાં વહુ આવાં દુર્વાક્ય, વાગતી નથી જીભે કયમ ત્રાકા!" ૯૨
એ સુણી વહુ બહુ વળગી વઢી, બ્યંતરી જેવી ચળી અતિ ચઢી;
નહિ વદવાના બોલી બોલ, મારી ગાળો તણી ગલોલ. ૯૩
પતિને કોપી કહ્યું બહુ પેર " ડોસલી નવ જોઇએ મુજ ઘેર;
એ ત્યાં હું નહિ સાચું કહું, રોકી નહિ તમારી રહું. ૯૪
ઘડપણ ગત એની છે ગઈ, સાસુ શોક રૂપે છે થઈ!
રડે બાળ મારૂં પારણે, તોપણ બેસી રહે બારણે. ૯૫
આજ પાણી ભરવા હું ગઈ, વાર મને ત્યાં કંઇએક થઈ;
રડી છોટિયો રાતો થયો, જાણે જીવ નીકળીને ગયો!
તોપણ ડોસી રજ નવ ડગી, શાની મા એ જાણો સગી! ૯૬
ઘરમાં ઘંટી ચાટે શ્વાન, હાંકે નવ ડોસી ધરી માન;
માળામાં લાળા મૂકતી, ઘર બળતે ઊઠે નવ સતી"! ૯૭
ગુણવંતો કહે "ડહાપણ રાખ, મુજ માને ભૂંડું નવ ભાખ;
ઘડપણ છે બાળાપણ જશું, માટે મુખ નવ કહિયે કશું. ૯૮
બાળકનું જોને માબાપ, કેટલું સહન કરે છે આપ;
તો તેનું સહેવામાં અરે, કસુર કેમ કરવી કહે ખરે?" ૯૯
"હશે! બાળપણ ઘડપણ એક, સમજાવો છો કરી વિવેક;
બાળ નરક ચૂંથે દડબડે, ડોસી કયમ નવ ચૂંથે અડે? ૧૦૦
એમ ન સમજું હું એ પેર, વસી ડોસી લેવાને વેર;
માટે એનું કાઢો મૂળ, નહિ તો મુજ જીવતર છે ધૂળ. ૧૦૧
એને પાપે પુત્ર સમેત, પડીશ કુવે હું ન ધરીશ હેત!"
પતિને આમ ઉપજાવી શૂળ, પાર્વતીશું વહુ રહે પ્રતિકૂળ. ૧૦૨
એથી પાર્વતી શિર દુખ વૃક્ષ, ઊગ્યાં ઘડપણમાં દશ લક્ષ;
પેટપૂર નવ પામી ભક્ષ. પુત્ર થકી પણ ન થઇ પક્ષ. ૧૦૩
વટવટી વિપત વિષે દિન રાત, ભોગવી દુખ ભારે બહુ ભાત,
લ્હાવાના લાળા લઇ ગઈ, શમી ચિતામાં તે સુખી થઇ. ૧૦૪

---

# अध्याय ८ मो.

## સરસ્વતીનું પારાવાર દુઃખ.

### નારાચછંદ.

ઉજ્જેણીમાં સરસ્વતી સ્થિતિ હવે તપાસિયે,
સુલક્ષણી ગુણીનું દુઃખ દેખવાથી ત્રાસિયે;
ગયો સુતાત કાશી, માત સ્વર્ગવાસી તો થઈ,
પિયેર ઓથ પદ્મની તણી તદા તુટી ગઇ. ૧
સીમંત સુંદરીનું આવતાં નણંદ સાસુએ
મચાવ્યું મોટ જુદ્ધ ના સુકાયું એક [1]આંસુએ;
[2]નૃસિંહ નાગરી [3]રીતિએ [4]રીત ગૌતમે કરી,
તથાપિ તુષ્ટતા ન પામી તેથકી શિકોતરી ! ૨
[5]ભવાબ્ધિમાં ભલાઈ ભાળી ના શકે, વિરાગમાં
વળ્યો સુવિપ્ર આપ, તાપ જોઇ રાગ આગમાં;
પિતા છતાં સીમંત ઓરિગ્યો લીધો સરસ્વતી,
દિશાજ માત્ર દાખી તેની વાત મેં કહી વીતી. ૩
સરસ્વતી સુતા જણી ઘણી ઘણી દુખી થઈ,
•પિયેરથી લઈ સુઆળી સાસરે યદા ગઈ;
ધર્યોજ ઊંબરે સુતાની સાથ પાય જાહરે,
ગણેશ પાટ બેસવા સમું જણાયું તાહરે! ૪
નણંદ માતને વદી, "વહૂજી જોની આવિયાં,
વધાવી લે ઉતાળળી, કમાણી મોંઘી લાવિયાં!"
ન વ્યંગ્ય સાંભળ્યાં છતાં વદી સરસ્વતી રતી,

---

૧ સરસ્વતીનું એક પણ આંસુ સૂકાયું નહિ, એવો ક્લેશ એના સીમંતમાં સાસુ નણંદે કર્યો. ૨ નરસિંહ મહેતો. ૩ પેઠે. ૪ પૂરત, મોસાળાની રીત. ૫ સંસાર સાગર. ૬ માયા-પ્રીતિ; માયામાં તેણે કેવળ દુઃખ દીઠું.

ઉપાડ સાસુ ને નણંદ શબ્દનો થતાં અતિ. ૫
વીત્યું પછી સુતા છતાં અપાર એહને અરે !
વીતેછ વિશ્વમાંહિ એવું સોંઘી સ્ત્રી વિષે ખરે !!
સરસ્વતી સુરીત ચિત્ત રાખી, દીકરી તણું
કરે જતંન રત્નથી અધિક ઠીક, શું ભણું ? ૬
[1]કુભાંડી સાસુ દે તદા, ગદાસમીજ ગાળને,
"કમાણી તારી જાણી બે ઘડીક દૂર બાળને !!
વિચારતાં [2]શિલા વહેછ કેમ [3]સોર સર્વદા,
નથી થવાનું કાંઇ એહને ન બીશ તું કદા !" ૭
નણંદ ટાહુકો કરી પૂરે તદાજ ટાપશી,
"મળીછ મોંઘી એહને [4]ભવીશ એ કમી કશી ?
ન ખાવું પીવું જોઇશું હવેથી એહને જરા,
પધારી અન્નપૂરણા ધ્રૂજાવશે બધી [5]ધરા !!" ૮

### દોહરા.

આમ ડામ નિત દે ઘણા, સાસુ નણંદ અપાર;
કામ કાજ કરતાં છતાં વાંકું બોલી બહુ વાર. ૯
તનયા જીવી ત્યાં સુધી, તરફોડા કરી કોડ,
અદેખાઇ કરી અતિ ઘણી, શુણવ્યા શબ્દ મરોડ. ૧૦
મરડાથી માંદી થઇ, શશી શિશુ સરખી બાળિ;
સરસ્વતી સાવધ રહી ઘણી જોયું ન કોઇએ ભાળિ. ૧૧
વીતક એ વેળા તણું, મુખ વર્ણ્યું નવ જાય;
કષ્ટ વાત શુણતાં બધી, કાળજડું કરપાય. ૧૨
માટે વીતી વિપત્તિ જે, સુતા સમયની સર્વ;
કથતાં કમકમી ખાઇને, ગાળુ મનનો [6]ગર્વ. ૧૩

૧ કુપાત્ર-ફિતુરી. ૨ પથરો. (જ્યાં સ્ત્રીઓ હલકી ને સોંઘી ગણાય છે, ત્યાં આ પ્રાંતમાં દીકરીને પથરો કહેવાની રૂઢિ છે.) ૩ ગમતું. ૪ પૂંછ. ૫ પૃથ્વી. (એને ઘેર અન્નપૂર્ણા પધારી છે, તેથી એ તો હવે ધબકારે ધરતી ધ્રૂજાવશે ! દીકરીની જગોએ અન્નપૂર્ણા વક્રોક્તિમાં.) ૬ કવિપણાનો ગર્વ.

તનયા દેહ તજી ગઈ, ત્રીજા વરસની માંહિ;
મા મરવાની ખબર પણ, આવી એવે ત્યાંહિ. ૧૪
પછી શું પૂછવું કષ્ટમાં, કામનીને એ વાર?
દુકાળ મધ્યે આવિયો, માસ અધિક નિર્ધાર. ૧૫
કંથ કુટિલ છે અતિ ઘણો, દુર્વ્યસની દુઃશીલ;
ભમતો ભૂત સરીખડો, ક્રૂર ભયાનક ભીલ. ૧૬
વૈદું શીખવા બ્હાનું કરી, જઇ બાવા મઠ માંહિ,
કરતાં કેફ શીખ્યો અધિક, બગડ્યો બહુવિધ ત્યાંહિ. ૧૭
ચેલી ચેતનદાસની, ચેટક ભરી અપાર,
વળગ્યું ચિત્ત એના વિષે નટવરનું નિર્ધાર. ૧૮
એથી આજ સુધી ન મન, મળ્યું નિજ મહિલા માંહિ;
મા બેને વિષ ભેળી વળી કસર ન રાખી કાંઈ. ૧૯
નણંદ તૃષ્ણા નીકળી નબળી આખર છેક;
સતી ગણાતી સટકી ગઈ, તજી કુળ કેરો નેક! ૨૦
એથી દીક્ષિત દંભીનું, નાક કપાયું નેટ;
માની છાની રીતથી, પહોંચ્યો જમપુર ઠેઠ! ૨૧
કૃષ્ણા કલહ વિષે પડી; લઢી વઢી સુત સાથ,
જૂદી આખર જઇ રહી, ઘડપણ ઘસીને હાથ. ૨૨
લઢી વઢી ત્રણ બાંધવા, જૂદા થયા જરૂર;
ભાગ લાગને વહેંચતાં, વહ્યાં લોહીનાં પૂર. ૨૩
હેમમાથું ગૌતમ તણું લઢી નટવરે લીધ;
દિવસ ક્રિયા દીક્ષિત તણી એથી ન કોએ કીધ. ૨૪
સરસ્વતી સાસુ તણી, લે રોજે સંભાળ;
ઘરમાં ઘાલી નવ શકે, પેટ પતિની ફાળ. ૨૫
પણ સૌ પૂરૂં પાડતી, ખાન પાન ભલી ભાત;
અહો! અખિલ આ વિશ્વમાં, સજ્જનની શી વાત? ૨૬
રોડું ઈંટ કે લાકડી, ઝાપટતાં શુભ ઝાડ
મીઠાં ફળ દે મન ગમ્યાં, અવગુણીને કરી પાડ. ૨૭

સજ્જન સુવર્ણ રૂપ છે, અવગુણી અગ્નિથી આપ
પડે ન શ્યામ, સુકાંતિ ધરી, ગુણ કરી દાખે માપ. ૨૮
તેમ સરસ્વતી સાસુને, કરી ઉપકાર અનેક,
શોભે સૌનાં વદનમાં, દાખી નિજનો નેક. ૨૯
કૃષ્ણા કાળા મુખ થકી, કઈ રીત માને પાડ,
જેણે કેર કરી ઘણો, વહુ શિર ઉગવ્યાં ઝાડ. ૩૦
પણ પીગળી પાણી થઇ, આંખ આસુ ભરી એહ;
"વહુ તેં દુખ સહી સુખ મને આપ્યું" એમ મુખ કેહ! ૩૧
સરસ્વતી કહે સ્વામીને, શાંત જોઈ કો વાર;
"માજી વિપત વહે ઘણી, વૃદ્ધપણે આ વાર. ૩૨
લાવો આ ઘર એમને, હવે ક્લેશ નહિ થાય;
રાખે જૂદાં વૃદ્ધને, નહિ ઠીક દેખાય." ૩૩
ભ્રકુટી ચઢાવી રક્ત થઈ, કહે નટવર તવ આમ;
"ડામ દઈશ રંડા કદી, દઇશ ડોસીનું નામ!" ૩૪
ચતુરા ચટ રહે ચૂપ તવ, પતિનો જોઇ પ્રકોપ;
ક્રૂર કુટિલ પાષાણ પર, ચઢે ન કદિએ ઓપ. ૩૫
અતિ સ્વચ્છંદે ચાલવું, ગમે તેમ ઘર માંહિ,
લફરૂં તેમાં ડોસીનું કેમ ઘાલવું ત્યાંહિ. ૩૬
એહ વિચારે વહુ તણી, સુણે ન નટવર વાત;
દિવસ દિવસ [1]પરમનવિવશ, ઉપજાવે ઉત્પાત. ૩૭
મ્હાદુખ દેહે ભોગવી, પશ્ચાત્તાપે પ્રાણ
તજ્યો તરફડી સાસુએ, લીધી ન કરીએ લ્હાણ. ૩૮
પતિ ઘેર પછી પદ્મની, રહી શો ચાખ્યો સ્વાદ?
વર્ણવું તે વાણી વડે, સાંભળજો અવિવાદ. ૩૯

## ચોપાઇ.

નિર્ભાગીને [2]શુદ કે [3]વદી, મળે ન સુખ જીવતરમાં કદી;

૧ પારકે આધીન મન છે જેનું એવો. ૨ અજવાળિયું. ૩ અંધારિયું.
(નિર્ભાગીને શુદ કે વદમાં કોઈ દિવસ આખા જન્મારામાં સુખ મળતું નથી.)

દુખ દરિયાનો નાવે અંત, ચલવે નાવ કરીને ખંત. ૪૦
એક પાર કરતાં [1]પટ અન્ય ખડું રહે, ખોટું વિધિ ધન્ય!
સમજો સાર અહો એ થકી, પોલે અનર્થ પેશે નકી. ૪૧
પદ્મનીને પોકળ દુર્ભાગ્ય, પ્રકટેલી ચોરીથી આગ;
હજુ ન શાંતિ પતિ સાથે પડી, (પણ) હોલેથી ચૂલે અહિં પડી. ૪૨
ફાંસ સાસુ નણદીની ટળી, સ્વામી સાલ પેઠું ના રળી;
ધણીને કોની ન રહી ધાક, વગાડવા લાગ્યો વીર હાક. ૪૩
પરસણુ ચરતો માતો સાંઢ, પતિ પેખ્યો પાખંડી દાંડ;
સ્વચ્છંદે વર્ત્તે બહુ પેર, કામનીને કનડે કરી કેર. ૪૪
જુગટું જારી વ્યસન તમામ, શીખ્યો નટવર નજર હરામ;
પિયરતણો પૈસો સ્ત્રી તણો, ધાણુ વાળતો તેનો ધણો. ૪૫
કો વખતે હઠ શઠ તે કરે, "આપ કંઠી તારી મુજ [2]કરે;
દેવી છે દેવા આડમાં," એમ કહી નાખે [3]ખાડમાં! ૪૬
જમનીને ઘરની સ્ત્રીતણાં, પટભૂષણ પ્હોંચાડે ઘણાં;
આવો એકો માળા જપે, જે આવે તે એને ખપે. ૪૭
ઢોંગી આવા કોઇક હોય, ન જાણવા એવા સૌ કોય;
એથાને સ્ત્રી પુત્રી કશી? ટેલમાટ મંદિરમાં વસી. ૪૮
અદેખાઇ એમાં નવ હોય, [4]સમદર્શી સ્વાર્થી અતિ સોય;
ચેતનદાસ હવે એ સમે, તીર્થ સંચર્યો શુણજો તમે. ૪૯

## હરિગીત છંદ.

ઘરમાંથી જર વર ધૂળ કરતો દેખી અબળા ઉચરે,
"સમજો અરે શુભ સ્વામી! આમ કરે અરથ કંઇ નહિ સરે;
સ્વાર્થીજ સઘળા લોક, અર્થ સુધી અજ્યા રહેશે સદા,
સરતાં અરથ સંકટમાં, નહિ સહાય કો થાશે કદા. ૫૦
ફળ રહિત વૃક્ષ થયેથી પંખી ત્યાગ કરતાં એહનો,
સરવર સુકાયે સારસો તજી જાય કાંઠો તેહનો;
રસ ચૂસી લઇને ભ્રમર પુષ્પ તણો કરે પરિત્યાગને,

૧ ગ્રટ લઇને. ૨ હાથમાં. ૩ આ શબ્દમાં શ્લેષ છે. ૪ આવા સમદર્શી હોય તેજ સ્વાર્થી હોયછે, બીજા ખરા નહિ.

હરણો તજે વન તેહ, જેહ પડી ગયું વશ આગને. ૫૧
વળી ગરથ ગાંઠ ગયેથી ગુણકા, તજે તીક્ષ્ણ વદી વઢી;
પદભ્રષ્ટ નૃપની ખબર મંત્રી નવ પૂછે દોડી ચઢી;
આ રીત તત્પર, સ્વાર્થનાં છે સર્વ જન સ્વામી અહો!
નથી કોઇ કોનું અત્ર, પીતળ પ્રીતને ન કદી ચહો. ૫૨
આપત્તિમાં સમજાય સાચો મિત્ર કે પાકો અરિ;
પૈસો ઘટે પરખાય, [1]પારકી [2]આપની ખોટી ખરી;
માટે હું જોડું હાથ, નાથ વિચારીને પગલાં ભરો,
તજીને ઉપાધિ તમામ, રાખી હામ ઉદ્યમ આદરો." ૫૩
કંઇ કામ માટે કેફ ધૂનમાં, મૌન ધરી ધણી જવ રહ્યો,
તવ પથર પીગળી જાય એવો બોધ ઉપરનો કહ્યો;
ને શુણી પ્રગટી આગ, આંખ ઉઘાડી ઊંચું જોઇને,
બનિયો બહુ વિકરાળ, દીધી ગાળ રહી સ્ત્રી રોઇને. ૫૪
"લવરી કરી રહી કે નહિ? બકતી રહે છાની હવે,
ચટ આપ ચંદનહાર, સમજી શાણી થઇ કહુંછું સવે;"
સમજાવી ના કહેતાં નડે, ડસ રાખીને પૂરી દમે,
ઘરમાંથી આવે હાથ તે, લઇ જાય ને ધૂળે ધમે. ૫૫
આ વિપતના વિસ્તારથી કરૂણા ભયાનક બે [3]છળે,
ઉર માંહિ ઉપજે ત્રાસ, છછણીને ઘણી છાતી બળે!
તેથી પ્રગટ દુખ સ્પષ્ટ કરતાં લેખિની નથી ચાલતી,
સરસ્વતી પડી પશુ હાથ, વિપરીત વાત એ ઉર સાલતી! ૫૬
થોડે દિવસ થડ કાપવા, જડ જમની ઘરમાં લાવિયો,
છૂપું કર્યું એ કામ, ઘોળ ઘણો ગજબનો ઘાલિયો;
ફળ આમ્રનું તજી આકનું સંઘર્યું શંખે [4]ગેહમાં,
દેવાંગના [5]ડાબી કરી, દિલ દીધું ડાકણ દેહમાં. ૫૭

૧ પરસ્ત્રી. ૨ પોતાની સ્ત્રી. (સ્ત્રીની પરીક્ષા પૈસો ઘટે થાયછે, એમ પંડિતો કહેતા આવેલા છે.) ૩ છલકાઈ જાય. (સરસ્વતીના દુઃખનો વિસ્તાર કરતાં કરૂણા અને ભયાનક બન્ને રસ છલકાઈ જાય, માટે દુઃખ ને ભય ઊપજે, તેથી વિસ્તાર કરતો નથી. ૪ ઘર. ૫ અળખામણી.

કેતકી ક્યારો પરહરી, કૌવચ ઉગાવા આદર્યું,
કંકુનો ભૂસી, કુટિલ કાજળનો કરી કાળું કર્યું;
શુભ વંશવર્ધિની વેલ વનિતા છાંડી વંશનિકંદિની
વિષવેલ બહુ વંઠેલ વ્હાલી કીધી ફંદની નંદિની[1]. ૫૮
સ્વકીયા સુવર્ણ તજી કથિર પરકીયા નટવર સંઘર્યું,
પરિણામ મૂકી પોક, પૂછ્યો ફોક એમાં શું સર્યું?
રાખી બહુ રાજી થઈ રાણી કરી રખડેલીને.
સતી આપ પતિવ્રતધારી દાસી ઠામ મૂકી ઠેલીને! ૫૯
જેણે મુકી કુળ લાજ, રાજ મળ્યું ગણે તે આપને,
થાપે ઉથાપે ચાહ્ય તેમ, માને ન કોના માપને;
તે રીત તજીને ભીત, નાથવનો સરસ્વતીનાથ તે,
જુલમી થયો નિજ જુવતીપર, ઝાલી શકે કુણ હાથ તે? ૬૦

## ચોપાયાની દેશી.

નટવર નિજ નારીને કહેછે, "સાંભળ વાત તું મારી;
વાત કરી ઘરની જાહર તો, નાંખીશ તુજને મારી! ૬૧
તાકે તારૂં જો તું સારૂં, તો મૂગી તું રહેજે;
જમનાજી જે કહે તે કરતાં, ના મુખથી નવ કહેજે! ૬૨
અદેખાઇ કીધી તો આંખો ફોડીશ નિશ્ચે તારી!
ચળવળી જીભ કદી જો તુજ તો સજ છે પાળી મારી!!" ૬૩
ડર દેખાડી દમ બહુ દઇને, ખર તે ખુશીથી ખેલે;
એને દિલ બળતે દિલડાહી, રાંધી રસોઈ મેલે. ૬૪
પ્હેલે દિન કંસાર કરાવ્યો, ગેહિની પાસે પતિએ;
નાખી પાટલા સમીપ અઆં બે, પિરસ્યું શાણી સતીએ! ૬૫
ધણિયાણી સમ માડયો સઘળો, ધુત્તીશું વ્યવહાર;
ખાય ધણી ગમ, પ્હેરે શંખિની સતીના શુભ શણગાર.
ઘરધંધો ધણિયાણી પાસે, પાપી પૂર્ણ કરાવે;
રાખ રાખ સરખી પાટે બેસારી પાન ચવરાવે! ૬૭

[1] પુત્રી. (જાણે ફંદની-ફેલનીજ પુત્રી નહિ હોય શું એવી.)

કો વખતે ડહાપણ દર્શાવવા, ચલણ જણાવવા જમની,
દૂધમાંથી કાગું કાઢે ઝટ, જાણે ભગની જમની! ૬૮
અવર્ણ્ય દુખ અબળા આવું બહુ, મૌન ગ્રહણ કરી સાંખે;
પેટ બળે પણ અણુચાલે મલકાતું મુખડું રાખે. ૬૯
આ પરથી બીકણ બાળી લાગણી વની નવ લેખો;
દેવતહીન દામણી દેખી નવ પશુ સરખી તે પેખો. ૭૦
પશુ સરખી પણ પેખી આવું, સહન કદાપિ ન કરે;
તો દેવી જેવી જુવતી આ સહન કરે તે શું અરે? ૭૧
ડગે મેરૂ પણ ન ડગે કદિએ, તુટે આભ નવ ત્રાસે,
માર કંથનો પડવા બીકે, તે કયમ ઉરથી ત્રાસે? ૭૨
ત્રાસી તેથી બની ઉદાસી, અણુચાલે રહી વશમાં[1],
નવ કરવાનું કરતી સતી નવ જાણો રાત દિવસમાં! ૭૩
પણ પતિવ્રતનો ટેક ધારી વ્રત વિષમ આદરી પ્રબળા,
ધૈર્ય ઢાલ ધરી વિપત્તિ ઝટકા, ઝીલી રહી છે સબળા. ૭૪
બાજી સુધરવા માટ [2]તિતિક્ષા સાધન મુખ્ય કરીને,
આકળી નથી થાતી રાતી થઈ, ક્રોધ વિરોધ ધરીને. ૭૫
'ધીરજનાં ફળ મીઠાં' ગણી મન, કાળ ક્ષેપ તે કરતી;
તાતતણી શીખામણ ઉર ધરી, બાળા તે અનુસરતી. ૭૬
શીખવ્યા છે સારી રીતે 'પતિવ્રતા ધર્મ' નિજ તાતે.
અભ્યુદય એમાં અબળાનો વર્ણ્યો છે બહુ વાતે. ૭૭
તેથી ટેકમાં રહી તે રામા, કરતી નિજ કર્ત્તવ્ય;
સ્વામી આજ્ઞા શિર ધરતાં, ગણતી ન સવ્ય અપસવ્ય. ૭૮
બાકી કહો આવું કુણ બાળા, સહન શકે કરી કષ્ટ?
અદેખાઈ પશુ પક્ષીમાં છે, જોની સૃષ્ટિમાં સ્પષ્ટ. ૭૯
આવાં દુખથી કંઈ કામિનીઓ, પૂરતાં કૂપ ન ડરિયો;

---

૧ ધણીના ત્રાસથી ત્રાસી ને ઉદાસી બની અણુચાલે વસમાં રહીને તે સતી ન કરવાનું કરતી હતી, એમ કદાપિ ન જાણશો. ૨ ધીરજ-સહનશીલતા.

ધણીમાં ઢંગ ન દીઠે કંઇકે, ટૂંપો કંઠે ધરિયો. ૮૦
ખર જેવો નર જોઇ પર નરમાં પ્રીત કરી કંઈ નાઠી;
વિષ આપી એવા વરને, ગાંડું કરતાં નવ [૩]ગાઠી. ૮૧
સરસ્વતીને વણ પરણી શોકનું, દૂખ બહુ વધિયું એવું,
કવિ કોવિદ વર્ણી તે ન શકે, જીભ ન વદવા જેવું. ૮૨
માગ ધરતી આપે એવું મહિલા તે નજરે નરખે!
પડે વીજ એવું વિપરીત ચિત સ્થિર કરી ઉરમાં પરખે!! ૮૩
અનુભવ એવો કો બાળાને, જીવતે કદિ નવ થાશો;
બાળવિવાહ તણો બુધ જન જોશોજ ગજબ છે આ શો! ૮૪
સરસ્વતી વીતક શુણતાં સુંદરી કંઇ મૂર્છિત થાય;
સાંભળતાંમાં રૂધિર શરીરનું, તરત સુકાઈ જાય! ૮૫
તેથી પટંતર રાખી ઉપરની, વાત સ્વલ્પ આ કહી છે;
સમય સમયની વીતક વાતો, કવિના ઉરમાં રહી છે. ૮૬

---

૩ હારી.

# अध्याय ९ मो.

## લક્ષ્મીવહુની લીલા અને ગુણવંતનું મૃત્યુ.

### રૂચિરાછંદ.

ધારામાં ગુણવંત તણી સ્થિતિ, વર્ણું વદન થકી સુજનો,
વીતક સમય સમયનું સુણતાં, દુખ પામી દિઙ્મૂઢ બનો;
કુભારજાના દુખની કહાણી, જેને વીતી તે જાણે;
અવર અહંકૃતિ અતિ ધરી મનમાં, મિથ્યા મોટમ ઉર આણે. ૧
પદ્મનાથ પરલોક ગયા પછી, ગરથ ઘણો ગૌતમ ઘરનો
કર્યો પ્હોંચતો પિયર લક્ષ્મીએ, હિત વિચાર ન કર્યો વરનો;
માનું હિત ચાહ્યું માનનીએ, ધણીનું ધન ધૂળધાણી કરી,
સાસરી પર જરિ સ્નેહ ન જેને, પિયરરખુ નીવડીજ નરી. ૨
પાર્વતીએ પૈસા વાળું ઘર સુતહિત ચાહી પસંદ કર્યું,
પદ્મનાથ પડતે પોલુંઢમ નીકળ્યું ખાલી ખોખ નર્યું;
લક્ષ્મીની લાલચથી લક્ષ્મી વરાવી સુતને વ્હાલ ધરી,
દરિદ્રતા ઘર ઘાલી તેણે, લક્ષ્મી ઘરની દૂર કરી. ૩
ગૌતમ પાર્વતી જીવ્યાં ત્યાં સુધી, કબ્જે કંઇક રહ્યો ઘરમાં,
ભેળ પાડી ભામિનીયે પછીથી, વક્કર નહિ જોઈ વરમાં;
વક્કર ક્યાંથી પડે પ્રથમથી, વર ન્હાનો વહુથી મળિયો,
બદી નહિં એ કારણ બાળા, મેળ ન મૂળ થકી મળિયો. ૪
શૂરપૂર સંગ્રામ વિષે નર, ધીરવીર, ધીંગો હોયે,
તરૂણી તેનું તોલ ન રાખે, તીખો [1]તક્ષક સમ તોયે;
પંડિત પ્રૌઢ જગત જાહરને, કાયર કામની સઘ કરે,
વિજયી નૃપને વશ નવ રહેતાં, ફાવે ત્યમની આપ ફરે. ૫
આમ કામ કામનીનું છે ત્યાં, ગુણવંતની ગુંજાશ કશી?
રામા રહે તો આપથી નહિ તો સગા બાપથી જાય ખસી;
સરખી નથી જગમાં સુંદરીઓ; ભરિયો કંઇ ભલપણ જળથી;
વક્કર વરનો આપ વધારે, ધર્મ ગણી નિજ, નહિ બળથી. ૬

---

૧ તક્ષક નાગ.

હોય રોગી કે રંક કદાપિ, ઢંગ વનો ન્હાનો નિજથી,
તોપણ તરૂણી તોલ વધારે, સ્વામી નિજ સમજી રીઝથી;
ભલે ભિખારી હોય તથાપિ, થાપી નિજ ભર્ત્તા ઠામે,
ભામા ભક્તિ કરી શુભ તેની, નિત્યે શિર એને નામે. ૭
કેળવણી કુમળી વયમાંથી, ઉત્તમ આપેથી બાળી
નીવડશે નારી સુખકારી, વરનું હિત કરવા વાળી;
લક્ષ્મીને લઘુ વયથી કરીએ, કેળવણી ન મળી રૂડી,
મોં જોઈ લાડકી માની મહિયર, નીવડી કુળકાતર કૂડી. ૮
પૂર્વ વાત અત્રે વિસ્તારી, નથી કહેવામાં માલ કશો;
વાત કહું ચાલુ ગુણવંતની, જ્યારથી ફાંદે પૂર્ણ ફસ્યો;
ચંપાણો વય ચૌદ વર્ષમાં, પિતા ગયે ઘરભાર થકી;
ભણતર ગણતર પાર ન પામ્યો, ન્હાનપણે પરણે નક્કી. ૯
જોડાયો સંસાર ધાણીએ, કાચી વય કસ પ્રાપ્ત વિના,
કશું પરાક્રમ દાખી ન શક્યો, બગડી જેની બહુજ બિના;
પિતા તણો અધિકાર પામવા, યોગ્ય બન્યો ન, રહ્યો નબળો,
વિદ્યા વિત્ત ન મેળવી શકિયો, શરીરે પણ ન થયો સબળો. ૧૦
તીવ્ર બુદ્ધિનો હતો તથાપિ, બાળવિવાહ તણે દોષે,
બાહુક જેવો બન્યો બાપડો, સ્ત્રીએ આગ ધરી[1] કોશે;
વિત્ત જતાં ચિત ભ્રમ બહુ બનિયો, બાવીશ વર્ષ તણી વયમાં;
બાળક ચાર હવાં ઘર મધ્યે, વિપ્ર વહ્યા વિપતી [2]વ્યયમાં. ૧૧
ખરચી ખૂટી ઘરની સઘળી, માર્ગ કમાણી તણો ન રહ્યો,
દેવાને દરિયે પડવાને, ચિત વિચાર બહુ વાર ચહ્યો;
ભિક્ષુકવૃત્તિ, તજી નિવૃત્તિ, દાનાધ્યક્ષ તણે તનુજે,
રે! રે! ગ્રહણ કરી! બહુ શું કહું? મોટમ માની નહિ[3]મનુજે. ૧૨
કર્મ કઠિણ કાયા સુંવાળી, કાળી રાત્રિ સમી માયા
વળગી વિપત્તિ વોહે ધરવા, કરવા કલેશ [4]સતત કાયા;
ભવ દરિયો તરવાને ચઢિયો, પત્થર નાવ વિષે પોતે,
જોખમ બહુ જેમાં ઝટ જોયું, પામ્યો પાર નહિં રોતે. ૧૩

૧ ભંડાર. (પૈસાના ખજાનામાં સ્ત્રીએ આગ ધરી, મતલબ ઊડાવ્યો.)
૨ ખર્ચમાં. ૩ માણસે. ૪ નિરંતર.

વિકટ માર્ગ વસમો બહુ જોયો, ચલાવવા ઘરસૂત્ર તણો,
સ્હાયક સાચું કોઇ ન દીઠું, ગભરાયો ગુણવંત ઘણો;
ઘરણી [1]પરણી રૂપ નીવડી, હબક્યો નર એથી આપે,
ગેહની દેહની દમનારી નિજ ડાળ બેસવાની કાપે. ૧૪
કાયર કંથ કરે કામની નિત, ઉલટી રીત ચાલી હાલી,
કરે છેડવા છણુકા છછણી, વ્યંગ્ય વદી નાખે બાળી;
પ્રહર ચઢે પોઢીને ઊઠે, ત્યાંથી રૂઠે પતિ દમવા,
પ્રહર જતાં જંપી નવ સૂતી, સ્વામીને ન દિયે શમવા. ૧૫
કામ વિષે ભલિવાર કશો નહિ, જીભ સવાગજની છૂરી,
બક બક કરતી જક નવ છોડે, વઢવામાં પ્હોંચે પૂરી;
પતિની રીશે કરે રોટલો, બાળકને મારી ગારી,
ધણીની ધાક ન માને મમતી, વજે નહિ કોની વારી. ૧૬

ચોપાઈ.

લાલ બની લક્ષ્મી દિન એક, કરી તરકોડા તુચ્છ અનેક;
કહે કંથને "ક્યમ સુઈ રહો, આદર્યું છે શું મુજને કહો. ૧૭
થયા [2]માડવા ત્રણ તૈયાર, તોપણ ચિત્ત ચિંતા ન લગાર;
મોંજોયો મગનો આ થયો, ઊઘાડો પગ હાથે રહ્યો! ૧૮
છોકરીઓ પણ અડવી ફરે, કંકણ સોનાનાં નથી કરે;
ઘર બેસી બેઠાખઉ થતાં, વહે સોર ક્યમ કર પગ છતાં! ૧૯
ઉદ્યમ કરતાં આવે તાવ! ઘરથી નીકળે વાગે ઘાવ!!
આમ હતું તો શિદ ખુંપ ધરી, પારકી જણી ભવ બાળ્યો વરી? ૨૦
જેણે આ ઘર દેખાડિયું, પાનું મુજ એથી પાડિયું,
જજો જડામૂળ તેનું સર્વ! પેખ્યું નહિ પરણી શુભ પર્વ! ૨૧
મળ્યો પીંપળો કે વડ નાહિ, વળગાડી બાવળિયે અહીં;
એવાં ઊંધાં મુજ માબાપ, મુઆં ત્યાંથી મરજો દઊં [3]શ્રાપ!! ૨૨

૧ પરોણી-બળદને ઘોંચવાની આરવાળી દંડિકા. (લાકડી.) ૨ પુત્રીઓ. (બોલવાની રૂઢિમાં શ્લેષમાં પુત્રીની જગાએ માડવો શબ્દ વ્યંગ્યમાં બોલાય છે.) ૩ શાપ-બદદુવા. (લક્ષ્મીના બોલમાં શાપને ઠેકાણે શ્રાપ અશુદ્ધમાં જાણી લેવો.)

સાસુએ ડાકણુની રીત, દમી મને દુખ દીધું ખચીત!
વૈરાગી સસરો અહિં થયો, ચોળાવી ચાલ્યો ચટ ગયો !!!" ૨૩
વિષમ વેણુ વામાનાં શુણી, લાગી કંથ મરચાંની ધુણી;
થયાં રક્ત લોચન ધમધમ્યો, શાંત છતાં એ વેળ ન શમ્યો. ૨૪
ઉઠયો આકળો થઇ અતિ આપ, "વધો રાંડ મૂકે કયમ માપ!"
એમ વદી પાટુનો પ્રહાર, કંથે કર્યો ન લાગી વાર. ૨૫
લાત હણી લલનાને તદા, કર્યું તોફાન તરૂણીએ તદા;
"મારી નાખી ઓ મારા બાપ!" એમ પુકારી કર્યો વિલાપ. ૨૬
ફતવા કીધા નારે ફોક, મળ્યા પાડપાડોશી લોક;
રાગ કાઢી રડતી નવ રહે, "હાય મરી ગઈ" મુખથી કહે. ૨૭
"[1]જમની પાટુ જમણી કૂખ, લાગી વસમી તેનું દુઃખ
નથી વેઠાતું ઓ બાપરે! પ્રગટયાં મુજ પૂરણ પાપરે! ૨૮
કસાઇ કાટલું મારૂં કરે, હાય! હાય! હું શું કરૂં અરે !!
દુઃખે મરી રહીછું આ વાર, સહ્યો ન જાએ મુજથી માર". ૨૯
વદી આમ છેડો વાળિયો, બળતાને પૂરણ બાળિયો;
"અરે ભાઇ આવું શું કરો, વિવેક કંઈપણ રાખો ખરો! ૩૦
દાનાધ્યક્ષ તણું ઘર આજ, વગોવાવતાં ન ધરો લાજ;"
એમ અનેક રીતે કહે લોક, "ફજેત શાને થાઓ ફોક?" ૩૧
શીખામણ સૌની સાંભળી, ગુણવંતો ધીકે પરજળી;
દેખી ન્યાય ઉલટો નિજ દષ્ટ, લાજવંત ઉર પામે કષ્ટ. ૩૨
મનની મનમાં રહે ક્યાં કહે, જે જયમ કહે ત્યમ ગળી જઈ સહે;
છાની રાખી લોકે લક્ષમી, શાંત પાડી તોપણ નવ શમી. ૩૩

## દોહરા.

શઠ પતાવી લોક સૌ, વિખરાયાં જે વાર;
માનની મોડી રાત્રિએ માંડયું ફેલ નિર્ધાર. ૩૪
"પીટયે પાટુ હણી મને, રડયે બહુ રંજાડિ;
નબળો માટી વહુ ઉપર, શૂરો દીઠો દા'ડિ. ૩૫
માટે મારાં છોકરાં લઈ હું કુવે પડીશ;
ચોખું કરી એનું બધું નિત્યે મુએ નડીશ!" ૩૬

[1] ધણીને જમની ઉપમા આપી, એક લેખે ગાળ દેતી જાયછે ને રડતી જાય છે. ફિતૂરી સ્ત્રીઓ આમજ કરે છે.

બબડી એમ નિજ બાળકો, જગાડિયાં ઝંઝેડિ;
જવા કુવે તૈયાર થઈ, તે સઘળાંને તેડિ. ૩૭
કાચી ઊંઘથી ઊઠિયાં, કુમળાં કાલાં બાળ,
રો કકલાણ કરી રહ્યાં, મા જેની [1]મછરાળ. ૩૮
ટીપ્યાં તવ બહુ તેમને, કરી કારમો ક્રોધ;
કંપ્યો કંથ કુતૂત આ દેખી શુણી દે બોધ. ૩૯
"નારી સારી રીત આ નથી કહું શું બહુ વાર ?
ઉચિત ન કરવું આમ જો, ઢંગે રહે નિર્ધાર." ૪૦
એમ કહીને બાળ સૌ લીધાં બાથમાં આપ;
તાણા તાણી એ સમે, થઈ રહી અધિક અમાપ! ૪૧
વિચિત્ર ચિત્ર જણાવવા, એહ સમયનું અઘ,
કવિ લેખણ અટકી પડે, પ્રકટ કરૂં શું પદ્ય ? ૪૨
કરુણા હાસ્ય ભયાનકે, મિશ્રિત આ મંડાણ,
મધ્ય રાત્રિએ મચી રહ્યું, ન જાય વર્ણ્યું વાણ. ૪૩
માત્ર કલ્પના એહની કરવી સુજન સુજાણ;
એપરથી ગુણવંતની, સ્થિતિ નિરખો નિર્વાણ. ૪૪
ખેંચ તાણ કરતાં ઘણું, બાળક પામ્યાં કષ્ટ;
કારમી ચીસો તેમની, શી હું વર્ણુંવું સ્પષ્ટ ? ૪૫
બોલી બાળા બળ કરી, અંતે કરી અતિ રીશ;
વદી વિપરીત ચિત પરજળી, જ્વાળા વ્યાપે શીષ. ૪૬
" રાખ રઝા તુજ છોકરાં, પાળજે તું કરી પ્રીત;
પડું કુવે હું આ હવે, ચટપટી નવ કર ચિત્ત.!! " ૪૭
આમ વદી ધણીધામથી, ધબ પગ ધરતી નાર
ચટ લઇ ચાલી નીસરી, ક્ષણ નવ લાગી વાર. ૪૮
થથર્યો એથી ઉર વિષે, અધિક આપ ગુણવંત;
ચટપટી ઉપજી ચિત વિષે, ચતુર વિચારે ચંત. ૪૯
"હાય હવે હું શું કરૂં, જાશે મારી લાજ!
કામની કૂપ વિષે પડી, સૌ કહે કૂડું કાજ!! ૫૦

[1] ચરબી–મસ્તીની ભરેલી.

પરિવાર ત્રણ પુત્રીનો, પાળું હું શી પેર ?
પુત્ર માસછે પાંચનો, વાળ્યું પાકું વેર !" ૫૧

### ચોપાઇ.

આમ વિચાર કરી તે વાર, નીકળ્યો નરમ થઈ ઘરબ્હાર;
પાડોશી ડાહ્યાનું દ્વાર, ઠોક્યું ગુણવંતે ત્હીં સાર. ૫૨
ઊઠાડયો હળવે દઈ સાદ, વીતક માડી કહ્યું અવિવાદ;
ધીરજ દઇ શુભ ધીરજરામ, વાધ્યો જુવતી મનાવા કામ. ૫૩
સમજાવી બહુ બહુ માનની, લાવ્યો ઝટ મધ્યે ધામની;
ટાઢી પાડી કરી તદબીર, ખુશી થવા પિરશી મસ [1]ખીર. ૫૪
ઝઘડો રાળ્યો જુગતે કરી, જંપ્યાં સૌ [2]નિશ ગઈ નીસરી;
સમય આમ શોકે વહી જાય, નારીથી નર દુખી નિત થાય. ૫૫
સંવત્સરી આવી મા તણી, કહે કંથ જોઇ સ્ત્રી ભણી;
"નારી, શુણ મારી શુભ વાત, પધાર્યાંછ આજે ઘર માત ! ૫૬
માટે સગાં સહોદર સહુ, તેડી શ્રાદ્ધ કરવા ચિત ચહું;
રસોઇ કર તું રૂડી રીત, દૂધપાક પૂરી પર પ્રીત." ૫૭
મચકો કરી માનની તવ વદે, "આવ્યાં મા તે જાણ્યું બધે!
સગાં થકી નહિ સંતોષાય, નાત કરો પૂરાં પોષાય !! ૫૮
કાને કોટે નહિ અહિં કશું, હોઠે સૌ આવાને વસ્યું !
તે નથી ખપનું મારે નેટ, નાગા થઈ પોષો નિજ પેટ !! ૫૯
ઉલાળિયો આપે જયમ કર્યો, કરો તેમ ખાઈ પી ખરો !
માએ લાઢા દાટયા હશે, ખરચો તે ડરશો નવ કશે !! ૬૦
સાસુનું સુખ મેં મસ લીધ, જીવતે પાણી પીવા નવ દીધ!
તો મૂએ તેના નામનું, કશું નથી મારા કામનું !!" ૬૧
આ રીતે વાંકું પાડીને, તિથિ નિર્મુખ ડોસી કાઢીને,
ક્લેશ કરાવ્યો બહુ કંથને, પળી આપ ઉલટે પંથને. ૬૨
અવંતીમાંથી કાસદ એક એક દિવસ આવ્યો ત્યાં છેક,
તવ ગુણવંત કહે "શુણ નાર, રાંધ ખીચડી નવ કર વાર." ૬૩
છણકો કરી મદ ભરી સ્ત્રી વદી, "એવું મેં નવ કીધું કદી;

---

૧ મિષ્ટ વચન રૂપી ખીર. ૨ રાત્રિ.

આવે માણુસ તેને માટ, કરૂં ખીચડી શો વળિયો દાટ ? ૬૪
પોત પ્રકાશી ખાસું તમે, લાજ રાખવી જો નવ ગમે;
કરીશ આજ ખાસો કંસાર, પિરશીશ ઘીની છૂટી ધાર ! ૬૫
વેચીશ કંકી તાણીશ [1]ત્રાક, માથું જાતાં રાખીશ નાક !
બાપ નામ બોળો કદિ તમે, પણ હું તેમ કરીશ નહિ ક્યમે !!" ૬૬
વરવૃત્તિથી ઉલટી આમ, નિત્ય નારી ચાલે સૌ કામ;
કંથ કહે "કરજે તું આમ," તો કહે "ના હું કરીશજ આમ !" ૬૭
વાળે ઝાડે નહિ શુભ રીત, એંઠાં વાસી રાખે નિત્ય;
ગંદવાડ ઘરમાં બહુ કરે, વીણ્યા વણ કણ ચૂલે ધરે. ૬૮
ચાળ ઠારવાને કોયલા, પકવપાક કીધા વિણ બલા;
કાચું પીરશે ઝટ લઇ નાર, છાંડે પીરસ્યું સૌ તે વાર. ૬૯
માપ વિના રાંધે મસ ધાન, ચઢયા બળ્યાનું ન રાખે ભાન;
'ભૂંડી રાંડને બમણો વરો,' અનુભવ અત્ર ખચિત છે ખરો. ૭૦

## હરિગીત છંદ.

કહે એક દિન ગુણવંત, "ઉઘરાણી હું આજે જાઉંછું,
"[2]લખણી થયેલી લેવીછે, ટાંપું હું તેથી ખાઉંછું;
રાંધી રસોઈ રાખજે, આવીશ બપોરે હું નકી,"
કહી કામનીને આમ, ગામ ગયો ગુણી નર ઘર થકી. ૭૧
રઝળી ઘરોઘર થાકી પાકી, પાંચ કોશથી કષ્ટથી,
પાછો ફર્યો તે પુરુષ, અથડાયો કઠિણ અદષ્ટથી;
મધ્યાન્હ ગ્રીષ્મ વિષે તપ્યો, પગ ઘર વિષે મૂકયો યદા,
પરિતાપ પાંચ ગણો તહાં પેખ્યો તરત ઘરમાં તદા. ૭૨
જુવતી ખરે મધ્યાન્હ તાણી સોડ ને સૂતી હતી,
ટાઢું શીળું ખવરાવી ખાઈ, રાંધ્યું નવ જેણે રતી;
ગુણવંત ઘરમાં આવી જોયું, પાકશાળાની ભણી,
આળોટતાં ચૂલે બિલાડાં, દેખી રીશ વ્યાપી ઘણી. ૭૩
તાપે ભૂખે અકળાયલો બની આકળો મુખ ઉચરે,

1 સૂતર કાંતીશ. 2 ટીપ. (બ્રાહ્મણ કથા વાંચે, કે દેવની પૂજા, પાર્થિવ કરે, તે બદલ જે ટીપ કરી આપવી, તે લખણી કહેવાય છે.)

"રંડા નથી ક્યમ રાંધ્યું ?" બોલી સ્ત્રી પછી સ્વર [1]ખોખરે;
કે "રાંડ તારી હોય તે, મા બેન, પીટયા માહરા !"
ઊઠી થઇને આકળી બોલી ધ્રુજાવી રહી ધરા. ૭૪
"પટપટ દિયે શા જવાબ પાપણી? રાખ વશ મુખ તાહરૂં."
વદી બળી "તારો બાપ પાપી, વેણુ શુણુ ફરી માહરૂં !"
"નીકળ તું મારા ઘરથી", "નથી ઘર તારૂં મારૂં એહ છે",
"પ્રભુ પાડ મારો દેહ", 'રૂંવું ખરી ગયું જાણીશ તેહ છે!' ૭૫
સંતાપ આમ અમાપ ઉપજાવે સદા સ્ત્રી સ્વામીને,
દવ દુઃખનો દેખી મરણ માગે પ્રભુ શિર નામીને;
સંતતિ કાચી વયની થયલી, રહે દુર્બળ દેહની,
રોગાદિથી રગડાય, તરતીબ રહે પૂરી નહિ તેહની. ૭૬
ધૂંચાઇ ઘરની જાળમાં ગુણવંત બહુ રીતે ગયો,
તારૂણ્ય મધ્ય તવાઇ, વૃદ્ધ ખરેખરો ત્રીશે થયો !
પુત્રીઓ પરણાવા તણા દેવા વિષે ડૂલી ગયો,
લય પામવા ક્ષયરોગ, વય કાચી વિષે કાયે થયો. ૭૭
લીધી ન કશીએ લ્હાણુ, લ્હાવ મળ્યો ન પરણ્યામાં કશો,
ખાધી ખરેખર ખોટ, દુખની દોટ ચઢી જગથી ખસ્યો !
જાતાં જીવન જુવતીએ જાણ્યું, કષ્ટ કંથ વિના ખરૂં,
અનુભવ થયો નિજ નેટ, પારકું સર્વ અહિં પેખ્યું પરૂં. ૭૮
અંતે ઘસ્યા બહુ હાથ, નાથ વિના વિપત આવી પડે,
જીવતાં ન ગુણ જાણ્યા જરા, મરતાં મલાવીને રડે !
ઉપકારીને સંભારી નારી, ભારી શોચે પળ પળે,
વહી ગયું સુખનું વારિ, બેદરકારી પાછળ વલવલે. ૭૯
આ રીત જે કોઇ નાર, નિજ ભર્ત્તાર કિંમત નહિ કરે,
દેખશે તે દ્વારદુખ ને શોચે પછીથી નહિ સરે;
પતિ પર *રતિ શુભ રાખતાં, ઈશ્વર અડયું નહિ રાખશે,
પરપ્રીત પીતળની વડે, દુખ એથી અંતે ચાખશે. ૮૦

---

૧ ખોખરા શબ્દમાં ફુવડ શખનીની લક્ષણા રહેલીછે. એ શબ્દમાં લક્ષ્મીનાં લક્ષણનો ધ્વનિ છે. * પ્રીતિ.

# અધ્યાય ૧૦ મો.

## સરસ્વતીના દુઃખની પરિસીમા.

### દોહરા.

ઉજ્જેણીમાં આજ સુધી બનિયું જે વૃત્તાંત,
વર્ણવું તે સંક્ષેપમાં, શુણજો થઈ સૌ શાંત. ૧
નટવર ઘર જમની રહી, ત્યાંથી રહી જે વાત,
કહું શ્રોતા શુણજો તમે, ભાવ ધરી મુજ ભ્રાત. ૨
એનો બહુ શુણિયું તમે, સરસ્વતી ચારૂ ચરિત્ર;
કહું આગળ હું કોડ ધરી, સમજી થાવ પવિત્ર. ૩
નિંદા નાત વિષે થઈ, નટવરની નિર્ધાર;
ગુપ્ત વાત આપે પ્રગટ થઇ નવ લાગી વાર. ૪
ચોળાગોળ થઈ ઘણી, પડગો નાતમાં ઘોળ;
વર્ત્તાયો એ વાર તવ, નટવર ઘરમાં રોળ. ૫
રાંધી રસોઇ ધરી રહી, પર્વ વિષે પળ માંહિ;
દીવાળીના દિવસમાં, હોળી હવી તવ ત્યાંહિ. ૬
ગંઠિયેણ ઘરમાંહિથી, મારી જંબરો હાથ,
ગૂમ થઈ ઘડી એકમાં, આવી નવ કો હાથ! ૭
હેમ માચું ગૌતમ તણું અને બિજા શણગાર •
જમની સાથે ઝટ ગયા, ક્ષણું ન લાગી વાર. ૮
સરસ્વતી પડી શોકમાં, રડી ઘણી બની રંક;
માથે હાથ દઈ વદે, કેમ થયો વિધિ વંક? ૯
બની વ્યાકુળ થઈ બ્હાવરો, નટવર દેતો દોટ,
કોટવાળ પાસે ગયો, જ્યાં [1]છત્રપનો કોટ. ૧૦
કોટવાળ આવી કરી, કરી તજવીજ કહે આમ;
"ઘાંટા શાને પાડિયા? ઘરમાં થયું આ કામ! ૧૧
શક છે કો પર તાહરો, બક ઓ નર બેભાન!

---

૧ સૂબો–હાકેમ.

નહિ તો જૂઠી અરજનું દેઇશ શિક્ષા દાન !!" ૧૨
ધમકાવ્યો તજવીજ કરી, ડરી ગયો તવ આપ;
તજી આડું અવળું પછી, આપ્યો સીધો જવાબ. ૧૩
એથી વાત ઉઘાડી પડી, નટવર કેરી [1]નેશ;
"ફટ! ફટ! નફટ" કહે સહુ, "ચોળી મોઢે મેશ!!" ૧૪
[2]વિદ્યુત વેગે વહી ગઇ, ઠગણી કરી કરાર;
સાંઢણીપર અધરાત્રિએ, થઇ આપે અસવાર. ૧૫
બાવાજીથી બાવીએ, મૂળ કરી સંકેત,
ઘાટ ઘડયો નવટર તણો, ઉપર જણાવી હેત. ૧૬
જઇ મળી અતિ ઝડપથી, સાધુરામને સંઘ;
શોધ કર્યો નવ સાંપડી, અથડાયે અણહઘ. ૧૭
નાત બ્હાર નવટર કર્યો, નાતે એહ નિમિત્ત;
તોપણ ડહાપણ નવ ગ્રહ્યું, ચાનક રાખી ચિત્ત. ૧૮
સરસ્વતી મતિ શુદ્ધથી, સ્વામીને સદ્બોધ
આપે વસમી વેળમાં, કદી ન પ્રગટે ક્રોધ. ૧૯
ધીરજ દે ધીમી રહી, પડતીમાં ધરી પ્રીત;
વચનામૃત એ વેળમાં, વર્ષાવે શુભ રીત. ૨૦

### ઝૂલણા છંદ.

"પ્રાણપતિ હ્રદયના, હાર મુજ હર્ષના,
સૂર્ય સૌભાગ્યના, સ્વામી મારા;
રથ મનોરથ તણા, મોહના મેરૂ મુજ,
પ્રેમના પીયૂષનિધિ, નેત્ર તારા;
શશિ છો રત્નના મુજ રતિના રૂડા,
ભાગ્યના ભવ્ય મોટા મિનારા;
ક્ષારજળ પુર્ણ સંસાર નિ:સારના
કંથ છો આપ કાંચન કિનારા. ૨૧

---

૧ નઠારી. (નઠારી વાત ઉઘાડી પડી.) ૨ વીજળી.

વિપત આવે ન થાઓ વિકળ વાહલા,
દૃઢ રહો ધૈર્ય સુખધામ ધારી;
મોભ મરડાય મજબૂત નવ ભાર સહીં,
વળી તણું શું ગજું લો વિચારી;
આપ સંતાપ વશ દેખી સળગી જઉં,
ઝાંખી મુખ ઝાંખું વહે નેત્ર વારી;
મંદ સુખકંદ જીવન નજર જોઇને,
વશ રહે જીવ નવ, રાખું વારી !! ૨૨
સ્વામીનો રંગ રળિયાત નિરખી નયન,
મોદ હું પામું મસ આઠ અંગે;
પૂર્ણિમા ચંદ્રને જોઈ જ્યમ પોયણી,
થાય પુલકિત રહે દીપી રંગે;
નાથનું નૂર ઉતર્યું યદા જોઉં હું,
રોઉં મુખ હાથ ધરી રહું ન ઢંગે;
વ્હાણ જ્યમ માલ ભરિયાં બુડ્યાં હોય ત્યમ,
ગાંડી જેથી બનું ગત ઉમંગે. ૨૩
મે મતિહીણીએ આપને વીનવી,
પ્રથમથી ચેતવણી આપી ચારૂ;
પણ અહો પ્રાણપ્રિય! પાપ મુજ પૂર્વને,
માન્યું નહિ મંદ જ્યાં ભાગ્ય મારૂં;
પાસ આપત્તિ આવે વડા વિબુધની,
બુદ્ધિ બદલાય વદું શું હું વારૂ ?
હેમમૃગ હોય નહિ, તોય માની ખરો,
રામ ગુણગ્રામ ચૂક્યા વિચારૂં. ૨૪
નળ યુધિષ્ઠિર ન જાણ્યું મહાનેષ્ટ છે
દ્યૂત, નબળો સમો નિકટ આવે;
ચંદ્ર ચૂકી ગયો, એથી પ્રતિદિન ગળ્યો,

દેવપતિ[1] આવિયો પૂર્ણ દાવે;
ભવનદી છે ભયંકર મહાભૂલની,
ઇંદ્રિયોવારિ ચિતને ચળાવે;
કામ ને ક્રોધ મદ લોભ મોહાદિ મચ્છ,
ટેક ત્રણ લોક કેરા ટળાવે. ૨૫
વાંક નથી એક પણ ટાંક પતિ આપનો,
આંક મુજ કર્મના છેજ એવા;
આપને આશ્રયે સુખ રહ્યું માહરૂં,
દે કહો દૈવ તે કેમ લેવા ?
આપ સંતાપ તલમાત્ર કરશો નહિ,
સજીશ હું પૂર્ણ દિન રાત્ર સેવા;
પ્રાણવલ્લભ પ્રસન દેખી પુલકિત બનું,
જાણું મુજને મળ્યા મિષ્ટ મેવા. ૨૬
વિપત વાદળ જશે સર્વ વિખરાઈ પ્રિય,
માટ ગભરાઈ ન રહો ભરાઈ;
આણી ઉત્સાહ ઉદ્યોગ શુભ આદરો,
[2]પ્રતીત પળ એક ન કરો પરાઈ;
ગતતણો શોચ કરશો ન સ્વામી કદા,
ચૂક છે કર્મ જોગે કરાઈ;
કલેશ તેનો તજો જગતથી છે ગયા,
મલિન ચિંતાથી મનુષો મરાઈ. ૨૭
દાગીના દેખવા માત્રના મુજ ગયા,
હેમ શિર તાતનું નાથ! તેવું;

૧ ઇંદ્ર. (બૃહસ્પતિની સ્ત્રી ઉપર મોહિત થઈ વ્યભિચાર કરી ચંદ્ર સપડાઈ શાપિત થયો હતો, તેજ પ્રમાણે ઇંદ્ર ગૌતમની સ્ત્રીશું વળુંધતાં દાવમાં આવ્યો હતો. પોતાનો ધણી જુગારી, વ્યભિચારી છે, માટે અન્યોક્તિઓથી માઠું ન લાગે એમ બોધ કરે છે.) ૨ વિશ્વાસ, પતીજ.

સત્ય શણગાર સ્વામી રહ્યા એથી છે,
સૌ રહ્યું માનું મન સત્ય એવું;
સ્વામી વિણ જાણું શૃંગાર અંગાર હું,
તાત શિર જીવ વિણ જવાળ જેવું;
અધિક સંતાપ એ જોઈ ઉર ઉપજે,
સુખ શી રીત એમાંથી લેવું? ૨૮
કર જતે કંકણો છે નહિં કામનાં,
પગ જતે નૂપુરો છે નકામાં;
ડોક જાતે તુશી હાર નિઃસાર છે,
કંથ જાતે કહું એવી કામા.
હાથ પગ ડોક છો સત્ય સ્વામી તમો,
આપ રમણે બિરાજું હું રામા;
એથી સૌભાગ્ય આધાર ભર્તાર! શણ-
ગાર સૌ આવી મળશેજ સામા. ૨૯
સિંહવત્ શૌર્યથી લક્ષ્મી ઉદ્યોગી જન,
પ્રાપ્ત નિજ સાહસે તો કરે છે;
મલિન મ્હાઆળસુ મંદઉદ્યોગી જન,
આશરો નશિબ કેરો ધરે છે;
હરિણવત્ લક્ષ્મી નવ એક ઠામે ઠરે,
અહિં તહીં એમ ફરતી ફરે છે;
ઉદ્યમીનું નથી એથી કાંઈ ગયું,
ગર્વ પ્રિય ઉદ્યમીને ધરે છે. ૩૦
હોય ઉત્સાહ સંપન્ન, નવ આળસુ,
કામમાં કુશળ, નિર્વ્યસની, શૂરો;
પાડ ગુણ જાણ, દૃઢ મૈત્રી વાળો મનુજ,
સપ્ત [1]ગુણ માંહિ પરિપૂર્ણ પૂરો;
તેહપર તુષ્ટ થઈ લક્ષ્મી એને વરે,

૧ ઉપર જણાવેલા સાત.

[1]અષ્ટ-અભિલાષ ન રહે અધુરો;
માટે ગતિ મંદ નવ રાખતાં ઝટ કરો,
આપ ચિંતા તણો અત્ર ચૂરો. ૩૧
કષ્ટ છે પુરૂષ કેરી કસોટી ખરી,
તેથી નવ ત્રાસવું નાથ મારા;
પાણી ઝળકાવવું એ સમામાં પુરૂં,
થાય નિસ્તેજ કાયર નઠારા;
સત્યનું ખાંડું ને ધૈર્યની ઢાલ ધરી,
નીતિ[2] પથ પાય ચલવો તમારા;
વિજય કરશો ખરો એથી આ વિશ્વમાં,
સુજ્ઞ કહેશે સદાકાળ સારા. ૩૨
દાસી હું આપની છું વગર દામની,
આપ સુખ માટે ઉપયોગ એનો
ઉચિત કરશો નથી આપથી વેગળી,
તોલ તમ આગળે તુચ્છ તેનો;
આપ સુખી જોઇ કે જાણી જીવન! સદા,
જીવ મસ મગ્ન રહેશેજ-જેનો;
કંથ! છો મોક્ષના પંથ મારા તમો,
છે ન વિશ્વાસ કહું અન્ય [3]કેનો. ૩૩
નાથ! શિર નામી કરી અરજ આ આપને,
લક્ષમાં તે કદી આપ લાવો,
તો કઠિણ કર્મના લેખ મુજ રદ થશે,
લઇશ જન્મ્યા તણો સત્ય લ્હાવો;
સ્વામીને હાથ છે સુખ શ્યામા તણું,
દૈવનો તેપરે છે ન દાવો;
ફુશકાં સૂખ છે કામનીનાં બીજાં,
કંથ માનું ખરો મિષ્ટ માવો." ૩૪

---

૧ અષ્ટ મહા સિદ્ધિની અભિલાષા-દ્રવ્યની ઈચ્છા. ૨ નીતિનો માર્ગ. (પથ-રસ્તો) ૩ કોઇનો પણ.

## છપ્પા.

સ્વામીને ઉપદેશ, સરસ્વતી બેશજ આપે;
કઠણ વેળમાં કષ્ટ કાળજાનું કટ કાપે;
મૃદુ વેણુનો મલમ, ઘાવ ઘટને દે ઘરૂણી;
કરે મંદને ૧સ્પંદ, તીવ્ર નવ કહેતાં તરૂણી;
ધીરજની ઢાલ ધણી તણી, માઠી વેળની મિત્ર છે;
પદ્મની આ પતિવ્રતધારી શુભ, તનમન પૂર્ણ પવિત્ર છે. ૩૫
હોએ સુજ્ઞ પવિત્ર, નાર તે મિત્ર ગણીજે;
રાખી સદૈવ પાસ, માન તેને બસ દીજે;
જેના મુખના બોલ, તોલ અમૃતથી મીઠા,
ક્લેશ અને કંકાશ, જેહથી અળગા દીઠા,
જે ઉપજાવે છે પળપળે, ઉરમાં અતિ આનંદને,
ચાલાક કરેછે ચતુર તે, ધણી તણા મન મંદને. ૩૬
જેનાં નિર્મળ નેણ, નેહશું સ્વામી ન્યાળે,
બીજો ભારે ભૂપ હોય તેને નવ ભાળે;
હસતી રહે હમેશ, ધૈર્ય આપે ધણિયાણી,
જીવ ગયે નવ ખુએ, જેહ પોતાનું પાણી;
સુખ સમયે રાખે સ્નેહ પણ, દુખ વેળા તો દશ ગણો;
સંસાર સાગરે સ્ત્રીજ એ, ગણપત કહે નોકા ગણો. ૩૭
આવી હોશે નાર, તેહ જન આ ભવ તરશે;
એથી ઉલટી મળે, ખચિત નર બૂડી મરશે;
ક્રોધમુખી કો હોય, કપટથી કોઈ ભરેલી,
દુષ્ટ કામમાં પૂર, હોય નવ જેહ ઠરેલી,
દુખમાં સુખ નવ કદિ આપતાં, ક્રોધે ચપકા ચાંપતી,
ઉપજાવી ક્રોધ વિરોધ ને આનંદાંકુર કાપતી. ૩૮

## દોહરો.

સરસ્વતી ને લક્ષ્મી વિષે નિરખો આવો ફેર;

૧ હાલતું-ચંચળ.

પ્હેલી દુખદવ ઓલવે, વાળે બીજી વેર[1]. ૩૯
સરસ્વતી સંકટ સ્હાય થઈ, રહી પિયુને અનુકૂળ;
લક્ષ્મી દુખમાં ડામ દઈ, થઈ પતિશું પ્રતિકૂળ. ૪૦
અયોગ્ય જોડાં નીવડ્યાં, શિશુવય પરણી આમઃ—
એકનું [2]શિર સાજું નહિ, એકનું વાંકું [3]વામ. ૪૧
નટવર દુઃખ દબાણમાં, આવ્યો આણી વાર;
ખષ્ટ પડયો ખાલી થયો, બનિયો પૂર્ણ ખુવાર. ૪૨
એથી અબળાની શુણી, કથની કંઇક દઈ કાન;
ચૂપ રહ્યો દિન ચાર તે, આવી જાણે સાન. ૪૩
પણ પલટાયો ઝટ પછી, પળ્યો અસલ નિજ પંથ;
કહી ન શકી કશું કામિની, દેખી કુટિલ નિજ કંથ. ૪૪
શ્વાન પુચ્છ ન્યાયે મળ્યો, શ્વાન વૃત્તિનો સ્વામી;
વનિતા વિશ્વપતિ ઉપર, ધરી વિશ્વાસ વિરામી. ૪૫
શાકર પાસે એળિયો, મિષ્ટ કદા નવ થાય;
કસ્તૂરીથી લશણુની, ગંધ જરા નહિ જાય. ૪૬
ઉપાય જગમાં સર્વના, સ્વભાવનો ન ઉપાય;
[4]પન્નગ પય પીતે છતે, વિષ એથી ઓકાય. ૪૭
મૂરખતાનું મહીતળે, ઓસડ કંઈ નવ જોય,
સાબુ દૂધથી કોયલા, ધોતાં સ્વેત ન હોય. ૪૮
પ્રકૃતિ મડી તે જાય છે, પ્રાણ સાથ નિર્ધાર;
[5]મહિષી ખૂંદે ખાબડાં, ગર્ધવ લોટે છાર. ૪૯
ઊખાણા શીયાળના, '[6]હુવા' ન મિથ્યા હોય;

---

૧ આ દોહરામાં શ્લેષાર્થ રહેલોછે, એટલે એના બે અર્થ થાયછે. પેહેલો અર્થ ગૌતમની પુત્રી સરસ્વતી અને લક્ષ્મી તેના પુત્રની સ્ત્રી; બીજે અર્થ સરસ્વતી એટલે વિદ્યા અને લક્ષ્મી એટલે પૈસો. આ બે અર્થ-વાળાં નામોના ગુણ મળતાજ છે, એ વિષે વિવેચન કરવાની જરૂર નથી. ૨ શિર આ ઠેકાણે સ્વામી અર્થે, ધણી એ સ્ત્રીનું મસ્તક છે. ૩ ડાબું અંગ સ્ત્રી અર્થે, સ્ત્રી પુરૂષનું ડાબું અંગ છે. ૪ સાપ. ૫ ભેંસ. ૬ શિયાળ ન્હાન-પણથીજ 'હુવા ! હુવા!' કરી શબ્દ કરે છે, તેને ગમે તેવી તજવીજથી રાખ્યું હોય, તોપણ તે સમયઆવે 'હુવા—આ' એવો લાંબો ઘોષ કર્યા વિના રહેજ નહિ. એ ઉપરથી કહેવત ચાલી છે કે,—"શિયાળના ઊખાણા 'હુવા' તે હુવા."

સ્વભાવ સૌ શિર થાય છે, ગુણ બહુ દાબે તોય. ૫૦
અબળા આમ વિચારીને ધરી દઢતા અતિ ઊર,
સજ થઈ સંકટ સાંખવા, પેખી દુખનું પૂર. ૫૧
તોપણ અતિ પરિતાપથી, દીન દુખી દેખાય;
એકાંતે અકળાઇને, મનશું મસ મૂઝાય. ૫૨
છાયા કૂપ તણી સદા, કૂપ વિષેજ શમાય;
સ્વામી સંકટ સતી થકી, કો આગે ન કથાય. ૫૩
પણ પ્રભુની કરી પ્રાર્થના, કરે અર્જ જવ નાર,
ઉભરાએ તવ ઉર થકી, આપે દુખ ઉદ્ગાર. ૫૪
"હે પ્રભુ અશરણ શરણ વિભુ, નોધારા આધાર!
દશ દિશ દવ લાગ્યો દિશે, વળજે મારી વ્હાર!! ૫૫
ભવાટવીમાં ભવપતિ, કષ્ટની કાળી રાત
ભટકાવે ભડકાવીને, સ્હાય કરો સુખદાત! ૫૬
પ્રયત્ન કોટિક માહરા, જળમાં ગયા જરૂર;
હારી સંકટહારી! હું, ન રહ્યું મુજમાં નૂર!! ૫૭
સ્વામીને બહુનામી હો, સૂઝાડો શુભ પંથ;
મુજ કીધું કશું ના વળ્યું, કળ્યા દુર્વ્યસન કંથ. ૫૮
મતિદાતા પતિને હવે, સુમતિ કંઇક સૂઝાડ;
ગતિ મારી અટકી ગઈ, પડિયા દુખના પ્હાડ!! ૫૯
તાર્યા તેં ત્રિભુવનધણી, અગણિત અધમ અપાર;
તો બાજી રાજી થઈ, તું મુજ સઘ સુધાર! ૬૦
વિશ્વપતિ સતી કંઈકની, રાખી જાતી લાજ;
તો અબળા હું રાંકને, શે આણો વિભુ વાજ? ૬૧
હરજી હદ થઈ શું કહું, તમ મરજી ન કળાય;
ધીરજ શી પેરે ધરૂં, આ હૈયું અકળાય! ૬૨
લાજ રાખવી હોય તો, જગદીશ્વર! જીવાડ;
નહિ તો નમી પાયે પડું, પિંડ હવે મુજ પાડ!!!" ૬૩

## ચોપાઈ.

આમ સ્તુતિ અબળા નમી કરે, ઝરણુ નેત્રથી દુખનાં ઝરે;
પણ નટવર એવે શું કરે, એક ઘડી ઘરમાં નવ ઠરે. ૬૪
ફેલી ફાવે સમનો ફરે, લંપટ લાજ કશી નવ ધરે;
દાંડ સમો કોથી નવ ડરે, પાપે પિંડ પલિત તે ભરે. ૬૫
જે રસ્તે ખાધા બહુ ખતા, મળી ન જેમાંહીથી મતા,
તે રસ્તે [1]ગર્ધવ તે ગયો, [2]શિક્ષાથી સાવધ નવ થયો. ૬૬
જુગારી હાર્યો બમણો રમે, ધન સંચિત જ્યમ ધૂળે ધમે,
ત્યમ બમણો બદફેલે ફસ્યો, વિવેક મન જેને નવ વસ્યો. ૬૭
ઘરનો ચોર થયોજ ગમાર, ત્યાં પરનું હરતાં શી વાર;
પ્રથમ માગી લેતો મતિઅંધ, હવે ચોરીનો ચલવ્યો ધંધ. ૬૮
ઘરમાંથી છાની બહુ વસ્ત, ચોરે જે આવે નિજ હસ્ત,
જુવો રમે તેમાં જઈ ધરે, કેફ અફીણ ગાંજાની કરે. ૬૯
પડ્યો રહે [3]પુંશ્ચલીને ઘેર, જીવતર આમ કરે તે ઝેર;
વનિતાશું વાળે બહુ વેર, કરે ઘેર બહુ અકર્યા કેર. ૭૦
સરસ્વતીના સંકટની વાત, કહી ન જાએ અહિં સાક્ષાત;
ધણી થઈને પાડે ધાડ, અબળા ત્યાં શી રાખે આડ ? ૭૧
કાર ગામમાંથી અતિ ઘટ્યો, વિપરીત કામ કરીને વટ્યો;
ધર્મચંદનું કરી ઘરબોળ, વળ્યો ગુપ્ત વર્તાવી રોળ. ૭૨
હહાકાર ઉજ્જનમાં થયો, ગજબ અજબ વર્તાવી ગયો;
સાત વર્ષનો સુત શેઠનો, કીધો ઠેકાણે ઠેઠનો ! ૭૩
ઘડ્યો ઘરેણા માટે ઘાટ, વણિક જીવિત ઊઠાડી વાટ;
થઈ શહેરમાં શોરાશોર, તજવીજ કરી પકડવા ચોર. ૭૪

૧ ગધેડો. એ શબ્દમાં એવો ધ્વનિ રહેલો છે કે–ગધેડો ખત્તા ખાય, તોપણ પાછો તે જગાએ જાય. તેને શિક્ષા (માર) થી સાન આવતી નથી. "પંચતંત્ર" માં એ વિષેની એક વાત છે; જેમાં ગધેડો કન્યાની લાલચે ત્રણ વાર વાઘ પાસે જઇ અંતે નાશ પામ્યો હતો. ૨ સ્ત્રીની સારી શીખામણ. બીજો અર્થ ચોરી થઈ, આબરૂ ગઇ, વગેરેની શિક્ષા ૩ પાતર–વ્યભિચારણી સ્ત્રી.

કોટવાળ પાળા લઈ પળ્યો, વાપી કૂપ ખોળી સૌ વળ્યો;
અંતે ક્ષિપ્રા કોતર થકી, શેઠ સુત શબ જડિયું નકી. ૭૫
શકવાળા સપડાવ્યા ઘણા, મોકમ માર દીધો નવ મણા;
ત્યારે નટવરપર શક ગયો, હાજર એહ નથી અહિં થયો. ૭૬
કરી તપાસ તેની પછી ઘણી, ભાળ લાધી નવ [1]લવ તે તણી;
દોડાવ્યા ચહુદિશ અસ્વાર, જેહ પકડવે ન કરે વાર. ૭૭
પશ્ચિમ દિશ પંદર કોશથી, પકડયો પાપી ઉઠ્યા હોશથી;
મુદ્દાસાથ મળ્યો મ્હાક્રૂર, ઘટ પાપે ભરિયો ભરપૂર. ૭૮
બાંધી બેડી જડી હાથ જરૂર, આણ્યો પ્હો ફાટયે નિજ પૂર;
કોટવાળને કબજે પડયો, મોઢે હાથ દઈને રડયો. ૭૯
લટકાવ્યો ઊંધે મસ્તકે, અવળા કર બાંધી તે તકે;
આપ્યો અદકો એને ત્રાસ, ત્યારે પાપ કર્યુંજ પ્રકાશ. ૮૦
ન્યાયાધીશે કીધો ન્યાય, નટવરનો ન્યાળી અન્યાય,
બારવર્ષનો કેદી કર્યો, જોકે શૂળી ગ્રાહક ઠર્યો; ૮૧
વિપ્ર જાણી વપુ દંડ ન દીધ, ન્યાય શાસ્ત્રથી ન્યાયજ કીધ;
આ અવસર સરસ્વતી સ્થિતિ સ્પષ્ટ, વર્ણી ન જાય કહું શું કષ્ટ? ૮૨
કંથ કેદ પડિયો જે વાર, મળ્યા ભ્રાત મરણ સમાચાર;
એથી થઈ અબળા અતિ રાંક, આવી રહ્યો દુખનો અતિ આંક ૮૩

## માલિની વૃત્ત.

વરસ દિવસ વીત્યો, દુઃખમાં કામનીને;
દિવસ વરસરૂપે, શાણી તે શામનીને;
મરણ દુખદ એવે, સ્વામીનું બંદીશાળે,
શુણી સરસ્વતીયે ત્યાં, હાથ ઠોકયા કપાળે. ૮૪
"અરર અખિલ ત્રાતા, દૈવ હા! શુંય કીધું ?
ધડ પ્રભુ મુજ રાખી, શીપ તેં આજ લીધું !
પતિ વિણ ધિક જીવ્યું, આશ ને ઓથ કોની
નવ રહી, જગત્રાતા, તું જરા આમ જોની ! ૮૫

[1] જરાપણ.

કુટિલ વ્યસની પાપી, કંથ જોકે ગણાતો,
પણ પતિ [1]ગતિદાતા, શાસ્ત્રથી એ ભણાતો;
હતી ઉર અભિલાષા, કો દિને ઠીક થાવા,
પતી હરિ પતિ જાતે, ધાય છે ધામ ખાવા !" ૮૬

રૂદન કરતી રામા, આમ ત્યાં વાર વાર;
"પિયુ પતિ પ્રિય મારા, હા !" કરીને પુકાર;
પતિત પતિ થવાથી, નાતના કે સગાએ,
નવ [2]ધર જરિ ઝીલી, રે! જઈ તે જગાએ ! ૮૭

તવ સરસ્વતી પોતે, ત્યાં ગઈ [3]દેન દેવા;
કરી શબ વિધિ વારૂ, ઉચ્ચરી "દેવદેવા!
મુજ તણી કરણી જો, હોય સારી દયાળુ,
(તો) પતિ શુભ ગતિ પામો ! મોક્ષ દેજો મયાળુ!" ૮૮

પતિ સહ સતી થાવા, શૂર વ્યાપ્યું સતીને,
પણ અટકી વિચારી, શુદ્ધ રાખી મતિને;
શિશુવય પરણ્યાની, હાનિ જાતે જણાવા,
જીવતી રહી જુવંતી, ભાષણો તે ભણાવા. ૮૯

---

૧ મોક્ષ. (સ્ત્રીને પતિની સેવનાથીજ સ્વર્ગ પ્રાપ્તિ થાય છે એમ આર્યોનાં ધર્મ પુસ્તકોમાં લખેલું છે.) ૨ કામમાં મદદ આપવી-તે, કામ ઉપાડી લેવું. ૩ દહન કરવું તે. (પોતાના ધણીને દહન કરવા કોઈ ન ગયું ત્યારે પોતે ગઈ.)

# अध्याय ११ मो.

## સરસ્વતીનો બોધ અને કથાનું રહસ્ય.

### દોહરો.

વિધવાવ્રત અતિ આકરૂં, વનિતા ધરિ તે વાર,
ભોગ રોગ સરખા ગણી, ત્યાગ્યો સૌ વ્યવહાર. ૧
પવિત્ર [૧]પરિવ્રાજક સમો, પદ્મની ધારે ધર્મ;
તજી સંસારી વાસના, કરે શ્રુતિ વિહિત કર્મ. ૨
"શિવ શિવ શિવ શિવ" અહર્નિશ, શ્વાસોશ્વાસ જપેય;
તન પરજાળે તપ કરી, પણ મનથી ન તપેય. ૩
[૨]રૂક્ષ અન્ન એકજ વખત, જુવતી જમે સદાય;
ચાંદ્રાયણ વ્રત આચરે, કોડે થકી કદાય. ૪
શ્વેત વસ્ત્ર શ્યામા ધરે, સાદું કોર વિનાનું;
ભૂમિપર ભામા સુએ, પાતળું નાખી બિછાનું. ૫
શુણે સંત ઉપદેશ ને, પોતે પણ દે બોધ;
સતી ચરિત્ર ચર્ચા કરે, કરે ન કોશું ક્રોધ. ૬
ગીતા પાઠ પઢે સદા, ઉપદેશી પદ ગાય;
નિર્મળ નારી મંડળી, સરસ્વતી સદન ભરાય. ૭
વિધવા સધવા ધર્મ શુભ, વાંચે વનિતા આપ,
જેથી જુવતી જૂથને હૃદય પડે શુભ છાપ. ૮
સરસ્વતીના શુભ ચરિતની, વાત થઈ વિખ્યાત;
ગુરુ માની બહુ બાળીએ, માની બહુએ માત. ૯
મોટાં છોટાં સ્ત્રી પુરૂષ, પૂજ્ય ભાવ ધરી પૂર,
સરસ્વતીને નેહે નમે, નિરખી એમાં નૂર. ૧૦
મળવા લાગી એથી બહુ, અન્ન વસ્ત્રની ભેટ;
ચતુરા કંઈ રહી પાસ શુભ, કરવા કોડે વેઠ. ૧૧

---

૧ સન્યાસી. ૨ લૂખું.

નાણું પણ ના કેહતાં, આવી મળે હમેશ;
રાખે રાજી રાખવા, લોભ ન જેને લેશ. ૧૨
વિત મળતાં વીતરાગિતા, છાંડે નહિ છત જોઈ;
દાન ધર્મે અતિ આદરે, પ્રીતે પ્રભુ ચિત પ્રોઈ. ૧૩
ચાર વર્ષ ચતુરા રહી, ઉજ્જનમાં આ રીત;
વળતી આગળ વાધવા, કર્યો વિચાર ખગીત. ૧૪
તીર્થો ફરવા તારુણી, જણવી આપ વિચાર,
વિશુદ્ધ વિધવા ચાર લઇ, થઈ સત્વર તૈયાર. ૧૫
નિજ ચોકીને કારણે, પવિત્ર પાળા પાંચ
રાખ્યા નિજ સેવક સમા, નાવે જેની આંચ. ૧૬
ગાડીમાં [1]ઉપયુક્ત ભરી, સામગ્રી સૌ માટ;
પગ પાળે પોતે પળી, વિકટ પંથની વાટ. ૧૭
મૂળ વિચારપ્રચાર શુભ, કરવા નિશ્ચય કીધ;
રાજધાની ધારા તણો રસ્તો પ્રથમે લીધ. ૧૮
પ્રવાસ કરતી પદ્મની, ધારામાં સુખધામ
આવી શાળા ધર્મની, મધ્યે કર્યો મુકામ. ૧૯
સરસ્વતીએ દિન સાતમાં, નિજ વાણી મહિમાય
જણવ્યો ભાષણ કીર્તને, માનવ ત્યાં ન માય. ૨૦
ભોજ સુધી ભાષણ તણી, થઈ પ્રશંસા પૂર;
અધિપતિ અભિલાષા ધરી, નિરખ્યું ત્યાં જઈ નૂર. ૨૧
પ્રસન્ન ભાષણથી થઈ, ભૂપતિ ઉચર્યો આપ;
"માગો કંઈ મુજ પાસથી, પવિત્ર બાઈ આપ." ૨૨
ઉચરી સતી "ભૂપતિ અહો,! ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ;
રાખો રૂડી રીતથી, સત્ય ધર્મ સંભાળ. ૨૩
ભાષણ આપ સભા વિષે, માગું ભાખવા અઘ;
સૌ જનને સુખદાયી શુભ, પ્રગટ કરીશ હું પદ્ય." ૨૪
પુરપતિ પ્રસન્ન થઈ વદ્યો, "ભલે બાઈ સુખરૂપ,

૧ ખપની—ઉપયોગની.

ભાખો ભાષણ ભાવથી, એ દિન ગણીશ અનુપ. ૨૫
ભરૂં સભા અતિ ભવ્ય હું, આમંત્રી વિદ્વાન,
સદ્‌ગૃહસ્થ, મંત્રી તથા, તેડી બહુ ગુણવાન." ૨૬
એમ વદી વસુધાપતિ, ઊઠયો ત્યાંથી આપ;
દિન બીજે સુંદર સભા, ભરી ઝટ મોટે માપ. ૨૭
સરસ્વતી સન્માનથી, તેડી અધિપે ત્યાંહિ,
નવરત્નો નૃપ ભોજનાં, ઝળકે છે શુભ જ્યાંહિ. ૨૮
આપ્યું આસન આદરે, અવનીપતિએ તર્ત;
ભાષણ ભામા ઊચરી, સભા સમીપ કરી સર્ત. ૨૯

## ॥ प्रबोध पंचावनी. ॥

### રાગ વેળાવર.

"ભોજ ભૂપતિ શુણો ભાવથી, ભાષણ આજ મારૂં;
સુજ્ઞ સભાસદ પંડિતો, શુણતાં હું ઉચ્ચારૂં. ભોજ. ટેક.
માળવના મહીપતિ અહો, વિદ્યાના વિનોદી,
પંડિત જનના પારખુ, પ્રજાહિતના પ્રમોદી. ભોજ. ૧
ખ્યાત ખરેખરી આપની, નવ ખંડે પ્રકાશી;
કીર્તિ કળા કવિ કોવિદે, વખાણીને વિકાશી. ભોજ. ૨
સ્વર્ગ સમું સુખ ભોગવે, પ્રજા આપ અમલમાં;
ન્યૂન નહિં કો વાતની, ખોટ છે જન ખળમાં. ભોજ. ૩
માગ્યા મે' વરસે સદા, માળવે મન માન્યા;
તે પુણ્ય અધિપતિ આપને, [1]મઘવે પણ માન્યા. ભોજ. ૪
પણ અહો અવનીશ્વર ભલા, અમૃતમાં વિષ ભળિયું,
તે પંડિત ને આપથી, હજી જાય ન કળિયું. ભોજ. ૫
એ વિષથી વસુધાપતિ, પ્રજા માત્ર પીડાય;
પ્રતિદિન ગણી ક્ષય પામતી, પણ ઉપાય ન થાય. ભોજ. ૬
જેની ઝેરી અસરે કરી, ક્લેશ કારમો વ્યાપ્યો;
દવ બળતો ભવ થઈ પડયો, સૃષ્ટિકર્ત્તાએ શાપ્યો. ભોજ. ૭

[1] ઇંદ્ર. (મઘવા—ઇંદ્ર.)

મીઠું વિષ મહાનેષ્ટ એ, લાગે તરતજ સારૂં;
પણ પછીથી પળ દે નહિ, હરવા થઈ ખારૂં. ભોજ. ૮
નિર્વીર્ય નબળી સૃષ્ટિને, એ [1]હળાહળે કીધી;
વેલ ફળિત શુભ વંશની, વંઝા બહુ કીધી! ભોજ. ૯
પાપ અનીતિ અમાપનું, [2]કાળકૂટ એ કારી;
બચી નવ શકિયાં એહથી, જંબુદ્વીપ નરનારી. ભોજ. ૧૦
એ વિષ બાળ વિવાહનું, જાણજો જનપાળ;
પ્રસર્યું છે પ્રાંત તમામમાં, વ્યાપતાં કળિકાળ. ભોજ. ૧૧
પણ અહો પુણ્યપવિત્ર શુભ, પરમાર પ્રજેશ;
તમ રાજ્યે [3]તમ કળિ તણું, વ્યાપિયું નથી લેશ. ભોજ. ૧૨
તો વિષ આ કઈ દીશથી, આવી અત્ર ભરાયું?
પંડિત [4]પ્રભાકર રૂપથી, દૂર ક્યમ ન કરાયું? ભોજ. ૧૩
અધિપતિ એ વિષને વિષે, કળિ ક્રૂર રહ્યો છે,
જેણે નિજ જ્વાળે કરી, દેશ સર્વ દહ્યો છે. ભોજ. ૧૪
બાળલગ્નની ચાલમાં, કળિની રહી કાયા;
જેમ મનુષ્ય કાયા થકી, અળગી ન રહે છાયા. ભોજ. ૧૫
કળિ માળવમાં ઘાલિયો, બાળલગ્નજ બૂરે;
ખબર ન તેની રાખી જરા, પંડિતજન પૂરે. ભોજ. ૧૬
રેરે શું કહું આપને, ઢંગ ઠીક ન ધરિયા;
પંડિત પાખંડી થઈ, એહને અનુસરિયા! ભોજ. ૧૭
મનુ [5]ધારો નવ માનતાં, [6]અંગિરાનો [7]અંગાર

૧ સખત ઝેર. ૨ જેને માત્ર મહાદેવેજ જીરવ્યું હતું, તે કોઈથી સહન થઈ ન શકે એવું વિષ એમ પુરાણમાં લખેલું છે. તાત્પર્ય ઘણુંજ આકરૂં વિષ. ૩ અંધારૂં. ૪ સૂર્ય.—(સૂર્યરૂપ વિદ્વાનો છતાં અજ્ઞાનનું અંધારૂં શી પેરે આવવા પામ્યું? તેમનાથી બાળલગ્નના અજ્ઞાનનો અટકાવ કેમ ન થયો?).

૫ : ॥ त्रिंशद्वर्षो वहेत् कन्यां हृद्यां द्वादशवार्षिकीं ।
त्र्यष्टवर्षोऽष्टवर्षां वा धर्मे सीदति सत्वरः ॥ ९. ९४ ॥

૬ अंगिरा ॥ अष्टवर्षा भवेद्गौरी नववर्षातु रोहिणी ।

પાટા આંખે પૂરા ધરી, કરિયોજ સ્વીકાર. ભોજ. ૧૮
મનુએ કન્યા બાર વર્ષની, ત્રીશ વર્ષના સાથે
પુરુષે પસંદકરી કહી, વરવા નિજ હાથે. ભોજ. ૧૯
અંગિરાએ દશ વર્ષની, હદ કન્યાની બાંધી;
વરની વાત ગળી ગયા, એથી થઈ આંધી ! ભોજ. ૨૦
એ આંધીમાં અધિપતે, વરત્યો ન વિવેક;
ગુણ કે દોષ દેખ્યા વિના, વાળી હદ છેક. ભોજ. ૨૧
પાંચ વરસના પુત્રનાં, સાત વર્ષની સાથે
લગ્ન થવા લાગ્યાં અહીં, બોળવા ભવ હાથે ! ભોજ. ૨૨
અથવા ચાર વરસનીનાં, ચાળીશ વય વરથી
લગ્ન થતાં લેખ્યાં ઘણાં, ભૂસ્યો ભવ ઘરથી !!! ભોજ. ૨૩
જુગતે જોડું જો કદી, વરકન્યાનું ન્હાનું
મેળવે બહુ તોપણ અરે, માઠું મસ માનું; ભોજ. ૨૪
નીવડશે નર કેહવો, તેમજ એ તરૂણી?
શિશુની સમજણ ના પડે, બેહાં જે પરણી. ભોજ. ૨૫
એથી મેળ મળે નહિં, મોટપણે વારૂ;
બહુ રીતે દુખ ભોગવે, જોડું તે બિચારૂં. ભોજ. ૨૬
વર નરસો નિવડે અરે, પામે દુખ નારી;
નબળી સ્ત્રી નિપજ્યા થકી, નર જાયજ હારી. ભોજ. ૨૭
વળી ન્હાંનાં પરણેલાંનું, જોડું જોખમ કારી;
છે ઘાત, પાત, રોગાદિએ વેષ્ટિત લો વિચારી. ભોજ. ૨૮
પરણેલું સાતજ વર્ષનું, વરકન્યાનું જોડું;
નકામું નવ વર્ષો સુધી, જાણજો કહું થોડું. ભોજ. ૨૯
એ સંધિમાં અનિષ્ટના, સંભવ છે ઝાઝા;

---

दशमे कन्यका प्रोक्ता, अत उर्ध्वं रजस्वला ॥ १ ॥
तस्मात् संवत्सरे प्राप्ते दशमे कन्यका बुधैः ।
प्रदातव्या प्रयत्नेन, न दोषः कालदोषतः ॥ २ ॥
૭ અંગારા જેવો અંગિરાનો ધારો. (સ્મૃતિ.)

મુખ તેમાં નવ સાંપડે, વાગે ઘા તાજા. ભોજ. ૩૦
કન્યા કંઈ પાંચ વર્ષની, ચોરીમાં રંડાણી;
વરને બળિયા નીસરે, મોકણુ મંડાણી! ભોજ. ૩૧
ઘાત ઘરેણાં માટથી થાતાં વર ન્હાના
મૂઆ તળાવ તરવા જતાં, એ બનાવ ન છાના. ભોજ. ૩૨
બાળપણે પરણ્યા થકી, વિધવા બહુ બાળા
થઈ લ્હાવ કંઈ નવ લઈ શકી, લીધા દુઃખ લાળા! ભોજ. ૩૩
પતિનું મુખ પેખ્યા વિના, બાળી બહુ રાંડી;
પ્રીતની રીત સમજ્યા પેહેલાં, છબિલી કંઈ છાંડી! ભોજ. ૩૪
ન્હાનાં જોડાંથી નીપજે, નબળાં બહુ બાળ;
તે શું પરાક્રમ કરી શકે? નીપજે કંગાળ. ભોજ. ૩૫
આયુષ્ય બળ ઓછું થવા, રીત એ છેજ ભૂંડી;
નર દુઃખ દરિયામાં ડૂબે, ગમ ન પડે રૂડી. ભોજ. ૩૬
પક્વ પુરુષ થઈ પરણવું, કહ્યું છે મનુસ્મૃતિએ;
ઉલટી ગંગા આ વહી, માનવી ઊંધી મતિએ. ભોજ. ૩૭
[1]પતિમર્યાદાસેવના, [2]ધર્મશાસન પુત્રી
સમજેથી પરણાવવી, રહો નહિ [3]દીર્ઘસૂત્રી. ભોજ. ૩૮
[4]પ્રૌઢા થઈ પાર્વતી અહો, શિવ સાથે વરિયાં;
પ્રેમ નેમ સમજી સીતા, રામને અનુસરિયાં. ભોજ. ૩૯
દમયંતી ને દ્રૌપદી, પાકાં થઈ પરણ્યાં;
વિવાહ ચરિત્ર જેનાં રૂડાં, કવિઓએ વરણ્યાં. ભોજ. ૪૦
ચાલ સ્વયંવરનો રૂડો, ચાલતો અટકાવી,
રે કોણે પાછળ થકી, સૃષ્ટિ ભટકાવી! ભોજ. ૪૧
[5]કન્યાની સ્મૃતિકારથી, હદ ન્હાની કરાઈ;
પણ વરની તેવી થવા, વાઈ ક્યાંથી ભરાઈ? ભોજ. ૪૨

---

१ अज्ञातपतिमर्यादामज्ञातपतिसेवनां ।
नोद्वाहयेत् पिता बालामज्ञातधर्म्मशासनां ॥
૨ ધર્મની આજ્ઞા. ૩ આળસુ. ૪ સંપૂર્ણ જુવાન થયલી-પ્રેમ નિયમ સમજનારી. ૫ કન્યાના વયની. (વયનો અધ્યાહારછે.)

ન્હાના તે વરની નારને, સાસુ નણંદ સંતાપે;
કુમળી કાચી વયનીને, કામ કઠિણુજ આપે. ભોજ. ૪૩
પવિત્ર પ્રેમની ગાંઠ જે, લગ્ન પૂર્વે ગણાતું;
સ્વેચ્છાથી વરકન્યાનું અહિં, લગ્ન થાતું ભણાતું. ભોજ. ૪૪
ધર્મ ને દાનની પંક્તિમાં, એ ગણાયો ધારો,
ત્યારથી બાળવિવાહનો, પેઠોજ કુધારો. ભોજ. ૪૫
કન્યાના દાનની લાલચે, પુણ્ય ઝટપટ લેવા,
ખટપટ ઝટ પરણાવવા, કીધી દુખ દેવા. ભોજ. ૪૬
સ્વાર્થે આગે શિશુ સુખનો, નથી કરતાં વિચાર;
અનિષ્ટ નીપજેથી અરે, ઠાલી કરતાં પોકાર. ભોજ. ૪૭
લ્હાવો લેવાની લાલચે, લાલ લઘુવય કેરા
પરણાવી પશ્ચાત્તાપમાં નાખે દુઃખ ઘેર્યા! ભોજ. ૪૮
[1]દ્વિજાતિ જેમાં થાય નહિ, લગ્ન ફરી લલનાનું,
તેમાં ટીખળ [2]આ વધી પડ્યું, દુખકર મનમાન્યું. ભોજ. ૪૯
એથી હે અવનીપતે, ઉંચ વર્ણની નારી
બાળરાંડ બહુ થઇ પડી, વંશ નહિ વધનારી! ભોજ. ૫૦
સ્વામીનું સુખ દીઠા વિના, રાંડી જે અજ્ઞ બાળી,
વિધવાવ્રત અતિ આકરૂં, કહો કયમ શકે પાળી? ભોજ. ૫૧
જોબન નવ જીતી શકે, ફંદ ખોટે ફસીને;
છાનાં કુકર્મ કરે ઘણાં, વસ્તીમાં વસીને. ભોજ. ૫૨
એથી બાળહત્યા બહુ, [3]ભ્રૂણહત્યા અપાર,
સ્ત્રીહત્યા છાની ઘણી, થાય છે વારવાર. ભોજ. ૫૩
પાપ આ મોટું દેશમાં, વિસ્તર્યું છે વિશેષ;
અધિપતિ શિર પ્રજા પાપનો, ભાગ આવે હમેશ. ભોજ. ૫૪
માટે હો ધારાધીશ્વર, ધારો બાળવિવા'નો
અટકાવી પ્રસરાવો ભલો, પ્રેમ પીયૂષ પિવાનો. ભોજ." ૫૫-૮૪

---

૧ બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, આદિ ઊંચવર્ણ જેમાં ઉપવીત દેવામાં આવે છે તે જાતિ. ૨ બાળલગ્નનું. ૩ ગર્ભહત્યા.

## છપ્પા.

પદ્મનીએ દિન પાંચ, બોધ શુભ બાળવિવા'નો
ભોજ સભામાં ભણ્યો, રહ્યો નહિ કોથી છાનો;
અધિપતિને બહુ અસર, એહથી થઈ મનમાની;
બાળલગ્ન અટકાવ વાત મહીપતિ–મનમાની;
પંડિતને પૂછી પ્રબંધ શુભ, લગ્ન વિષે રચવા લહ્યો;
ચટપટ ધારો દૃઢ બાંધવા, ચતુર ભૂપ ચિતમાં ચહ્યો. ૮૫
સરસ્વતીનું સન્માન કરી ભવને નિજ તેડી;
આપી આદરમાન, વાત આ રીતે છેડી;
"છો કુણ બાઈ આપ? દેવી જેવાં દીશો છો!
સરસ્વતીજ સ્વરૂપ, હૃદય સૌનાં હીશો છો!
ઉદ્દેશ સુ બાળવિવાહને, અટકાવા કયાંથી હવો?
નારી મેં બહુ નિરખી નયન, આપ ન્યાય ન્યાળ્યો નવો!" ૮૬
ચતુરાં તવ ઉચરી, "ભૂપ ભાવિક હે ભોજ!
નથી કથવામાં સાર, નથી બહુ મારો બોજ;
શુણીને થશે વિષાદ, સ્વાદ એમાં નથી સારો;
પણ તું પિતા સમાન, બાપ માનુંછું મારો!
માટે એકાંતે આપને, ઓળખં આથી ઉચરૂં;
સમજી જાજે નૃપ સારમાં, અધિક અમો નહિ ઉચરૂં. ૮૭
જૂના દાનાધ્યક્ષ, આપના જે વિશ્વાસુ,
પુત્રી હું તેમની, મંદભાગિની રે કહું શું?
ઉત્તર વયનાં બાળ, પુત્રી હું, ને મુજ ભાઈ,
શિશુવયમાં જેમની, કરી કોડેજ સગાઈ,
પરણાવ્યાં તેથી ઉભયનો, સ્વાર્થ અરે કંઈ નવ સર્યો;
વિપતી સહી હું વિધવા થઈ, ભ્રાત અરે ભવ નવ તર્યો!! ૮૮
બગડયું બહુ બાપનું, [1]આપનું લગ્ન મેં જોયું;
જગમાં બનતું બહું, પ્રગટ દુખ મેં ચિત પ્રોયું;

---

૧ મારૂં પોતાનું.

એથી [1]સહગમન હુંય, કરી ન શકી સ્વામી સાથે;
પાપ દુઃખ આ દૂર, કરાવા સુભ નૃપ હાથે
ઉદ્યમ મેં પ્રૌઢા પુણ્યનો, અધિપતિ હોંશે આદર્યો;
કરવા મંગળ પગ પ્રથમ મેં, કોડે ધારામાં ધર્યો!" ૮૯
દુહિતા દાનાધ્યક્ષ તણી જાણી બહુ શાણી,
નરપતિ અતિ મતિશુદ્ધ, પ્રેમ હૈયામાં આણી,
વદ્યો વહાલ ધરી આમ, "નામ શું સરસ્વતી તારૂં ?
કહું તે કર એક કામ, માની આ વેણુજ મારૂં;
આપું [2]વેતન શુભ વ્હાલથી, વસવા મંદિર ફાવતું;
રહી અત્ર ભજો અવિનાશીને, દાન પુણ્ય કર ભાવતું. ૯૦
તુજ ગમતું હું કરીશ, શોચના તજ તું તેની;
અથડાવાનો સમય, [3]હાલ નથી બહુધા એની!
[4]સંધિવિગ્રહ થકી, સાધના સાધીશ સારી;
વિદ્વાનો મોકલી, વાત પ્રસરાવીશ નારી;
માટે હો એની અત્ર તું, વસી [5]સાધન સૌ સજ સહી;
જોખમ છે જુવતીને ઘણું, પ્રવાસ કરવામાં અહીં." ૯૧
સમજાવી બહુ કરી, સૂખદ લાલચ બહુ કહીને;
માન્યું મન નહિ જરા, વદી વનિતા દૃઢ રહીને;
"નથી સુખનો અભિલાષ, ધામ ધનને નવ ઇચ્છું;
પતિ જાતાં ભય હવે, પૃથ્વી પડમાં નવ પ્રીછું;
ઉદ્દેશ પાર શુભ પાડવા, ફરવું તીર્થે મન આદર્યું!

---

૧ સ્વામી પાછળ સતી થવું તે. (બાળવિવાહથી થતું પાપ અને દુઃખ સારા રાજથી દૂર જાતે કરાવવા, સ્વામી પાછળ સતી ન થતાં જીવતી રહી એમાં સતી થવા કરતાં એ માર્ગ મોટા પુણ્યનો ગણેલો છે.) ૨ જીવિકા-વર્ષાશન. ૩ એ વખતમાં મહમદ ગિઝનવીની સ્વારીઓ હિંદુસ્તાન ઉપર થતી હતી-ક્ષત્રી રાજાઓ માંહોમાંહે લઢી મરતા. તેમનામાં સંપ નહોતો, તેથી એ સમય અનુકૂળ નહોતો. ૪ એલચી-વકીલ. (ભોજે કહ્યું-બીજાં રાજ્યોમાં એલચીઓ મોકલી બંદોબસ્ત થાય તેમ કરીશ, તેમજ વિદ્વાનો મોકલી એ વાતની અસર ઊપજે તેમ કરીશ.) ૫ મોક્ષનું સાધન.

ર 'અકપથ દા કાજ' મ કરવા નિશ્ચય છે કર્યું. ૯૨
જો મમતા મસ હોય, મહીપ મુજપર મનમાની,
તો તજો આ સૌ વાત, વિનતિ મારી ઉર માની;
આપો મુજને સ્હાય, અટન નિર્વિઘ્ને કરવા;
મુજ ભ્રાતનાં બાળ, પાળજો ગુણિયલ ગરવા;
એથી વિશેષ નથી જોઇતું, ધર્મશીલ ધારાધણી;
સમજોછો થોડામાં ઘણું, તાત વાત શું કહું ઘણી?" ૯૩

દોહરા.

ભોજે વળતી ભાવથી, સહાય સારી દીધ;
શસ્ત્રધારી રક્ષક રૂડા, પ્રવાસ કારણ લીધ. ૯૪
વાટ ખર્ચ વસુ દઈ બહુ, આપી બની ઉદાર;
કારભાર કરવા પુરુષ, વૃદ્ધ દીધો સુખકાર. ૯૫
ગુણવતી ગુર્જર દેશમાં, જવા થઇ તૈયાર;
અણહિલપુર પ્હોંચી પછી, દિન થોડે તે વાર. ૯૬
ભીમદેવ ભૂપતિ સમીપ, સભા મધ્ય ધરી ભાવ,
ભાખ્યું ભાષણ ભામિની, દાખી પૂર્ણ પ્રભાવ. ૯૭
મહીપતિ મન મોહિત કર્યું, અસર બહુ ઉપજાવિ;
[1]સાંભર ફરીને સરસ્વતી, [2]ચિત્રકૂટ પછી આવિ. ૯૮
કનોજ કાશીમાં કર્યું, ભાષણ મૃદુ મહિલાય;
બાળ વિવાહની બહુ વિધે, લલના દાખી લ્હાય. ૯૯
રાજસ્થાન તમામમાં, ચર્ચી ચતુરા વાત;
સૌ ભૂપે ભૂંડું ગણ્યું, બાળલગ્ન દુખદાત. ૧૦૦
ભોજે પૂરા ભાવથી, શુભ ધારો સાક્ષાત
રચવા આપે આદર્યો, પણ અનિષ્ટ બની વાત. ૧૦૧
અકસ્માત અવનીપતિ, અમરલોક એ વાર
ગયો અનિત્ય જગત્ થકી, રહ્યો ઉરે ઉદ્ગાર! ૧૦૨
ક્ષત્રી ભૂપો પરસ્પર, કરી [3]સ્પર્ધા હદપાર,
લઢી લઢી લૂલા થતાં, મ્લેચ્છ થતા અસવાર. ૧૦૩

---

૧ અજમેર. ૨ ચિતોડ. ૩ હરીફાઈ, અદેખાઈ.

એથી જોકે વાત આ, બાળલગ્નની હેઠ
ખૂંચી સૌ રાજા હૃદય, પણ ગણી મનથી વેઠ. ૧૦૪
કંઇકે ધારો બાંધવા, નિશ્ચય મનથી કીધ;
ઉપદ્રવો આવી પડે, કામ થયું નહિ સિદ્ધ. ૧૦૫
અંધાધુંધી એ પછી, ચાલી દેશ અપાર;
યવનોને ઉપદ્રવે, થઈ ન શક્યો સુવિચાર. ૧૦૬
વાત વીજળી રૂપમાં, ઝબકી ઝટ થઈ બંધ;
સૈકા પાંચ વીત્યા પછી, મળિયો સુખકર સંધ. ૧૦૭
અકબરશાહે આદરે, કરી ખચિત શુભ ખોજ;
બાળવિવા' અટકાવવા, જન્મ્યો જાણે ભોજ! ૧૦૮
ચલવ્યો ધારો ચિત્ત દઈ, હિતકારક નિર્ધાર;
પાદશાહ પડતે પછી, ટક્યો ન તે બહુ વાર. ૧૦૯
કારણ કે એ પછી થયા, સ્વાર્થી સહુ સુલતાન,
આર્યોના કટ્ટા અરિ, તુચ્છ તેમનું તાન. ૧૧૦
ત્રીજે સૈકે ત્યાર પછી, શાંત સમયમાં આજ,
દિગ્વિજયી વિક્ટોરિયા કરે સુખદ સુરાજ, ૧૧૧
ચર્ચા બાળવિવાહની, થવા લાગી બહુ ઠીક;
દેશ શુભેચ્છુ સજ્જનો, કરે પ્રયાસ અધિક. ૧૧૨
ચાલ દુખદ અટકાવવા, પારસી ભારતમિત્ર,
[1]બહેરામજી મલબારીએ, દર્શાવી દુખ ચિત્ર, ૧૧૩
સ્હાય માગી સરકારની, કર્યો ભગીરથ યત્ન;
ઉત્તેજન એ વાતમાં, આપ્યું આર્ય નરરત્ન. ૧૧૪
પણ શુભ હેતુ પાર નથી, પડયો હજી લવલેશ,
વર્ત્તમાનપત્રે થઈ, ચર્ચા જેની વિશેષ. ૧૧૫

---

૧ બહેરામજી મહેરવાનજી મલબારીએ બાળવિવાહના સંબંધમાં લખાણ દ્વારે મોટી ચર્ચા ઊભી કરી સરકારની સહાય માગેલી, જેથી સરકારે આ દેશના વિદ્વાનોનાં એ વિષેનાં મતનો સંગ્રહ કર્યોછે.—એ વાતમાં આ દેશના વિદ્વાનોએ સારો મત આપ્યોછે, જેનું એક પુસ્તક સરકારે છપાવી બહાર પાડયુંછે, ને શું કરવું એ વિષે વિચાર ચાલેછે.

## હરિગીત છંદ

સરકાર આ અંગ્રેજનો, સિદ્ધાંત પાકો ભાળવો,
વ્યવહાર ધર્મ પ્રજા તણામાં, હાથ નવ કદિ ઘાલવો;
તો ધર્મ તેનો તે તજાવા, તંત નવ કરવો કદા,
પ્રીતે પ્રબંધ રૂડો પ્રજાએ, બાંધવો નિજનો સદા. ૧૧૬
રાજા તણો છે ધર્મ, પરથી થાતી પીડા ટાળવી,
રાખી સમાધાની સદા, રૈયત સકળ સંભાળવી;
પણ આપ ઘર હાથે પ્રજાળે, રાય તેને શું કરે?
આ ન્યાય હો મુજ દેશી, જોતાં સ્પષ્ટ છે એવો ખરે! ૧૧૭
વળી રાયથી સ્થાયી સુધારો, પ્રજાનો થાતો નથી,
નથી સ્થાયી રાજા સર્વદા, એકજ અહો શું કહું કથી?
એકનો ધારો અન્ય ઉલટાવે અમલ નિજ જામતાં,
માટે મહીપતિ મદદથી, નથી સ્થાયી સુખ જન પામતાં. ૧૧૮
જે જે સુધારા કે કુધારા, પ્રજાના વ્યવહારમાં
પ્રસર્યા છ તેહ પ્રજાથી બનિયા છે સકળ સંસારમાં;
શાસ્ત્રોથી રૂઢિ છે ચઢી, દેખાય આ દુનિયા મહીં,
માટે સુધારો સઘ, પોતાનો કરો પોતે સહી. ૧૧૯
સરસ્વતી અને ગુણવંતનું આખ્યાન આ શુણી સ્નેહથી,
મળ ધોઈ મનનો દેશી મારા, તજી આળસ દેહથી,
ચટ ચાલ બાળલગન તણો, અટકાવશો આગળ પડી,
ઉત્કર્ષ થાશે દેશનો, ઝટ દેખશો સુખની ઘડી. ૧૨૦
*ગુણ[૩] મુક્તિ[૪] ભક્તિ[૯] ભૂમિ[૧] સંવત્, વિક્રમાર્ક તણો ભલો,
આષાઢ દશમી કૃષ્ણ, ભૃગુવાસર ભલો આવી ભળ્યો;
તે દિવસ ત્રીજે પ્રહર રચના, પૂર્ણ કરીજ કથા તણી,
દ્વિજ રૈકવ ગણપતરામ, ભાવે નામ પ્રભુ કેરૂં ભણી. ૧૨૧


સમાપ્ત.

* સંવત ૧૯૪૩, આષાઢ વદ ૧૦ ને ગુરૂવાર.